# સમાજવાદ

અથવા

## સહકાર દ્વારા સર્વોદય



## આ લેખકનાં અન્ય પુસ્તકો

રાષ્ટ્રપતિ સુભાષ બોઝ

મહાસભાના કર્ણધાર
મૌલાના આઝાદ

આવતી કાલના ઘડવૈયા
(રાજકિય ઉપન્યાસ)

## હવે પછી

યુગાંતર (ઐતિહાસિક નવલકથા)

# સ મા જ વા દ

અથવા

## સહકાર દ્વારા સર્વોદય



લેખક

જગન્નાથ દેસાઈ

'In socialism lies our salvation.'

Pandit Jawaharlal

'Outside of socialism there is no salvation for mankind from war, hunger and the further destruction of millions and millions of human beings.'

Lenin.

'દેશ અને દુનિયાના આખરી પ્રશ્નનો ઉકેલ સમાજવાદ દ્વારા જ શકય છે'

પંડિત જવાહરલાલ નહેરુ

'ભૂખમરો, યુદ્ધ અને કરોડોના સંહારમાંથી માનવ જાતને બચાવવા માટે સમાજવાદ સિવાય બીજો કોઇ આરો નથી'

લેનીન

'તમે કહો છો કે શ્રીમંતની મિલ્કત લૂંટવાનો ગરીબોને કોઇ હક્ક નથી; પણ હું કહું છું કે ગરીબોની મિલ્કત લૂંટવાનો શ્રીમંતોને પણ કોઈ હક્ક નથી.'

રસ્કિન

---

## આ લેખકના અન્ય પ્રકાશનો

રાષ્ટ્રપતિ સુભાષ બોઝ

મૌલાના આઝાદ — કિં. રૂ. ૧–૧૦–૦

આવતી કાલના ઘડવૈયા

[ રાજકિય ઉપન્યાસ ]

હવે પછી

યુગાંતર [ ઐતિહાસિક નવલકથા ]

પ્રકાશક
શ્રી ગીરધરલાલ ઠાકુર
નેશનલ પબ્લીસર્શ
મહેતા એજન્સી
ઠાકુરદ્વાર કોર્નર, મુંબઈ

મુદ્રક
નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ:
રાણપુર (B. S. Ry.)



અ ર્પ ણ

યૌવનના આશાદોર
જેમના અકાળે તૂટયા
એવા
સ્વ. બાંધવ ભાઇ જયાનંદ
અને
સ્વ. ભગિની બ્હેન જસવંતીને
તેમની સ્નેહસ્મૃતિમાં
સપ્રેમ સમર્પણ

# સંકલના

# સાવકી માના સંતાનો

## 'બા, ઈશ્વર તો સોતા હૈ'

જીવનનો મોટો ભાગ જેણે કારાવાસમાં ગાળ્યો છે એવા હિંદી રાષ્ટ્રભક્ત પંડિત જવાહરલાલ પોતાની છેલ્લી ગીરફતારી પહેલાં વર્ધાથી જ્યારે ગાંધીજીને મળીને વિદાય લેતા હતા ત્યારે મહાત્મા ગાંધીજીના પત્ની કસ્તુરબા ગાંધીએ હૃદયની વાણી કાઢી કે 'હવે તો ઈશ્વર કરે ત્યારે મળશું,' જવાબમાં પંડિત જવાહરલાલે ઉપરનું વાક્ય કહ્યું કે 'બા ઇશ્વર તો પોઢી ગયો છે.'

શું ખરેખર ઈશ્વર સૂઈ ગયો છે? લક્ષ્મીજીની સેવા પામતા ઈશ્વરને લક્ષ્મીહીનોની રાવ સાંભળવાની કોઈ પડી નથી કે લક્ષ્મીપુત્રો પ્રત્યે તે પક્ષપાતી થઈ ગયો છે? આ પ્રશ્નનો સીધો જવાબ લેવા તો ઠેઠ વૈકુંઠ જવું પડે, પણ સમાજની વર્તમાન પરિસ્થિતિ જોતાં સમાજના નિર્ધનોની સ્થિતિ જોતાં કદાચ પંડિત જવાહરલાલ નહેરૂની મ ફક ઘણાને એવા અનુમાન ઉપર આવવું પડશે કે ઇશ્વર ખરેખર સૂઈ ગયો છે. જો ઈશ્વર ખરેખર જાગતો હોત તો ધરતીના કરોડો શ્રમજીવી સંતાનોની આ હાલત હોઈ શકે? સાવકી માના સંતાનોની માફક કરોડો માણસો દુઃખ, દારિદ્ર અને તંગીમાં કેમ પીડાય છે? અન્ન અને આશરા વગર કેમ ટળવળે છે?

દુઃખ અને પરિશ્રમની માણસોને કશી ચિંતા નથી; પણ દુઃખ અને પરિશ્રમ વેઠતાં છતાં પણ તેમની સ્થિતિમાં ફેરફાર કાં ન થાય? કોઈ શાપિત પ્રાણીઓની માફક ભૂખ અને તંગીમાં રીબાતાં કરોડો માણસો મોતની પ્રતિક્ષા કરતાં કરતાં જીંદગીમાં કાં અટવાયા કરે? ઇશ્વર જો સાંભળતો હોય તો સાવકીમાના સંતાનો જેવી ગરીબોની

સ્થિતિ હોય ખરી ? સીધું અનુમાન કાઢવું હોય તો તો એમ જ નીકળે કે પંડિત જવાહરલાલ કહે છે તેમ ઇશ્વર ખરેખર સૂઈ ગયો છે; પણ આશા અને અનુભવ બન્ને જુદી વસ્તુ કહે છે. અનુભવ કહે છે કે જ્યાં સુધી બીજાના દુઃખે દુખી થનારા પંડિત જવાહરલાલ, મહાત્મા ગાંધી, લેનીન કે અબ્રહામ લીંકન જેવાના આદર્શ હૈયાં જગતમાં છે, ત્યાં સુધી ઇશ્વર સૂતો છે એમ કેમ કહી શકાય ? ઇશ્વર તો જાગે છે હરપળે, હરક્ષણે, આઠે પ્રહર અને ચોવીસ ઘંટા માનવીના હૈયામાં ચેતનના પ્રકાશ વેરતો બેઠો છે, અને પિતા જેમ પોતાના અધૂરાં રહેલા કાર્યોની સમાપ્તિ પુત્રો દ્વારા થાય તેમ ઇચ્છે છે, તેમ ઇશ્વર પણ ઇશ્વર સંતાનો મારફત પોતાનાં અધૂરાં રહેલા કાર્યોની સમાપ્તિ ઇચ્છતો સદાયે જાગતો બેઠો છે.

પણ તો માનવીને આટલું દુઃખ કેમ હોઈ શકે ? પુરુષાર્થી માનવીને દુઃખ વિષે ફરિયાદ ન હોઈ શકે; પણ આ દુઃખ શાને માટે છે ? રોટી જેવી નજીવી અને પ્રાથમિક વસ્તુ માટે ? કોઈ મહા પુરુષાર્થની સિદ્ધિ ન થતી હોય તેથી થતું દુઃખ સમજી શકાય છે. કોઈ મહાત્મા ગાંધીનું, પંડિત જવાહરલાલનું, અશોકનું, ખ્રિસ્તનું કે બુદ્ધનું દુઃખ સમજી શકાય છે; પણ કેવળ રોટી–રોજી જેવી અતિ પ્રાથમિક વસ્તુ માટે માનવીઓને આટલા દુઃખી થતા જોવા તેનાથી વધુ કષ્ટદાયી વસ્તુ બીજી કઈ હોઈ શકે ? માનવીને માથે દુઃખ ભલે હોય પણ તે કોઈ મહા સિદ્ધિ માટે હોય તો શોભે છે. પણ કેવળ રોટી માટે વલખાં મારતા માનવીઓ જોઈએ છીએ ત્યારે ન પૂછવું હોય તો યે પૂછાઈ જાય છે કે 'ઇશ્વર તું ક્યાં છુપાયો છે ?' આ ભૂખનું દુઃખ દૂર કરવાનો–સર્વને માટે જ્યાં સુખ છે તેવા સર્વોદયની સ્થાપના માટે કોઈ રાહ છે કે ? ચારે બાજુથી ચિંતકોના જવાબો આવે છે કે 'હા છે, છે ને છે. સમાજવાદમાં આ અર્થ દુઃખનું નિવારણ છે.'

આ પુસ્તકમાં આ સમાજવાદનું નિરૂપણ છે. કોઈ પક્ષથી રંગાયા વગરનો આંતરરાષ્ટ્રીય સ્વરૂપનો નિર્ભેળ અને મૂળગત સમાજવાદ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. કેવળ માર્ક્સછાપના સમાજવાદને જ સાચા સમાજવાદ તરીકે ઓળખાવવા મથતા ચુસ્ત અને આગ્રહી સમાજવાદીઓને આ પુસ્તકની કેટલીક વાતો ન ગમે તેવો સંભવ છે. તેમ કદાચ ચુસ્ત ગાંધીવાદીઓને પણ આ પુસ્તકની કેટલીક વાતો ન ગમે તો લેખક લાચાર છે; છતાં આ બે છેડા ઉપર બેઠેલા આ બન્ને વર્ગોના સંતોષ ખાતર લેખકને એટલું જણાવવું આવશ્યક લાગે છે કે બધું ગાંધીવાદી સાહિત્ય (કાકા કાલેલકર, કિશોરીલાલ મશરૂવાલા, કૃપાલાની, રાજગોપાલાચારી અને ગાંધીજી એ બધાના લખાણો) અતિ પક્ષપાતભર્યા હૈયા સાથે વાંચ્યું છે. તેમજ ફ્રેડરીક એન્જલ્સ, જહોન સ્ટ્રેચી અને બીજા સામ્યવાદીઓના લખાણો પણ અતિ માનપૂર્વક વાંચ્યા પછી આ પુસ્તક લખ્યું છે, તેથી વાચકો ખાસ કરીને વિવેચક મિત્રો છૂટાછવાયા બે ત્રણ પ્રકરણો ઉપરથી નહિ પણ આખું પુસ્તક સમગ્ર રીતે જોયા પછી જ સાચો અભિપ્રાય બાંધી શકશે.

રાજકોટની જેલમાં એક વખત આ લેખકને સાથી સત્યાગ્રહીઓએ પૂછ્યું હતું કે 'તમે ગાંધીવાદી છો કે સમાજવાદી?' લેખકે જવાબ આપ્યો હતો કે 'હું કોઈ વાદપરસ્તીમાં માનતો નથી; તેથી ગાંધીવાદી નથી તેમ સમાજવાદી પણ પણ નથી; છતાં જો કોઈને પણ વાદનું પાટિયું માર્યા પછી જ ઓળખવો એવી તમારી ટેવ હોય તો મને જન્મથી સિદ્ધ એવા માનવવાદી તરીકે ભલે ઓળખો' પણ સાથી મિત્રો આવી લાંબી ચોડી ફીલ્સુફીથી છેતરાય તેમ નહોતા; તેમને સીધો જવાબ જોઈતો હતો. આખરે લેખકને કહેવું પડ્યું કે

'My heart is with Gandhiji and head is with socialists.' (હૃદય ગાંધીજી તરફ ખેંચાય છે, તો બુદ્ધિ સમાજ-

વાદ પ્રત્યે આકર્ષાય છે) આ પુસ્તકમાં પણ આવી દ્વિધા મનોદશા અથવા તો સમન્વયની મનોદશા તરવરતી કોઈને લાગે તો તેની સામે લેખકને કશો બચાવ કરવાનો નથી.

આ પુસ્તક કોઈ બીજા પુસ્તકનો અનુવાદ તો નથી જ. પણ સ્વતંત્ર છે એમ કહેવાનું સાહસ કરું તો સૂર્યના તેજોજ્વળ પ્રકાશમાં મીણબત્તી બાળીને માર્ગ દેખાડનારના જેવી હાસ્યાસ્પદ સ્થિતિ લેખકની થાય. આ પુસ્તક મુખ્યત્વે કૉલેજના વિદ્યાર્થીઓ, બહેનો, વેપારી વર્ગ કે જેમને એક વિષય ઉપર અનેક પુસ્તકોનો અભ્યાસ કરવાની અનુકૂળતા નથી, તેમને લક્ષમાં રાખીને લખાયું છે. તેથી ભાષા અને વિચારોને બને તેટલા સાદા અને સરળ સ્વરૂપમાં પીરસવાનો પ્રયત્ન કર્યો છે.

આ પુસ્તકની સુઘડ છપાઈ અને ઝડપી પ્રકાશન માટે સ્વાધીન મુદ્રણાલય રાણપુરના શ્રમજીવી કામદાર બંધુઓનો પરિશ્રમ જવાબદાર છે.

આજુબાજુના માનવ ભાંડુઓની હૃદયવિદારક કંગાલિયત પ્રત્યે બેપરવા રહીને જેઓ પોતાની અંગત મહત્વાકાંક્ષાનું વહાણ ગમે તે રીતે આગળ હંકારીને પોતાની સંપત્તિનું નફ્ટ પ્રદર્શન કરવા ઇચ્છે છે, તેમને માટે આ પુસ્તક નથી લખાયું; પણ જેમના દિલમાં મહાન આકાંક્ષાઓની ઝંખના છે, પરહિતાર્થી આદર્શોની જેમના હૈયામાં ઉષ્મા છે, તેવા જુવાનોની આ ઉષ્માને જલતી રાખવામાં જો આ પુસ્તક એક નાનકડા કોડિયા જેટલું પણ કામ કરે તો લેખક પોતાનો શ્રમ સફળ થયો ગણશે.

વિલેપાર્લે
તા. ૨૨-૬-૪૧

જગન્નાથ દેસાઈ

## પાસ?

જો એમ જ હોય તો નીરાશ ન થતાં
ી તૈયારી સાથે વળી એકવાર જરૂર
ન કરજો.

ડૉ. રોબર્ટસ મેમરી પર્લ્સ કે જેમાં
ણશક્તિને તીવ્ર બનાવનારા કિંમતી દ્રવ્યો
ને વાપર્યું હોત તો વર્ષ ન બગડત.
રી ખાત્રી કરો.

'મેમરી ધી મોટીવ પાવર અને 'માર્વેલ્સ
મીસ્ટરીઝ ઓફ 'મેમરી' નામના માહિતી
ા મફત મેળવવા આજે જ લખો:—

હિંદુસ્તાનના સોલ એજન્ટ:

**મેમરી (ઇન્ડિયા) એજન્સી,**

પોસ્ટ બોક્સ ૯૦૪ (Sm) મુંબઇ.

ડીસ્ટ્રીબ્યુટર્સ

નલાલ વાડીલાલ એન્ડ કું. મુંબઇ ૨.



હિંદુસ્તાનના પ્રખર શતાવધાની
અદ્ભુત સ્મરણશક્તિ ધરાવનાર
**પ્રો. ધીરજલાલ ટોકરશી શાહ**

## એમનો અભિપ્રાય

"જીવનવિકાસ ચિકિત્સાલયમાં ઘણા દર્દીઓ પર અજમાયશ કર્યા પછી હું કહી શકું છું કે ડૉ. રોબર્ટ્સ મેમરી પર્લ્સ એક અસલ વસ્તુ છે. એનાથી સ્મરણશક્તિ વધુ ને વધુ તીવ્ર બને છે.

હું મંદ સ્મરણશક્તિવાળા દરેક દર્દીને આ ગોળીઓ ખાવાની ભલામણ કરું છું"

લખો:—

**મેમરી (ઇન્ડીયા) એજન્સી**

પો. બો. ૯૦૪, મુંબઈ

---

**IVAN VIKAS CHIKITSALAYA**

CLINIC FOR MENTAL & NERVOUS DISORDERS

16th-March-194

After trying Dr.Roberts Memory Pearls (Pills) on a number of cases, in my Jivan Vikas Chikitsalaya, I am in a position to state that the product is genuine.

It definitely helps one to remember more and more.

I recommend its use to all suffering from bad memory.

Director.

N.B. I have no objection in permitting you to publish this testimonial.

## પ્રકરણ પહેલું

## શા માટે...?

વાદે વાદે જાયતે તત્વબોધ। એ પ્રાચીન ઉક્તિમાં માનનારા ભારત દેશમાં આજ સુધીમાં અનેક વાદો થઈ ગયા છે. દ્વૈતવાદ, અદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈત, દ્વૈતાદ્વૈત અને બીજા ઘણા વાદો હિંદુ ફીલસુફી અને ધર્મશાસ્ત્રોમાં મોજૂદ છે. આ વાદોનું મૂળ પ્રયોજન તો માનવજીવન અને સમાજવ્યવહારનું ક્ષેમકુશળ નિર્વહન થાય તેવું તત્વજ્ઞાન પૂરું પાડવાનું હતું, પરંતુ કાળ જતાં આ વાદોનો ઉપયોગ વિદ્વાનોની ચર્ચા અને પંડિતોના ભાષ્ય પૂરતો જ રહ્યો; અને વાસ્તવિક વ્યવહાર જીવન સાથે, દેશ અને સમાજના ફરતા જતા સંજોગો સાથે તેને કશો મેળ ન હોય એવો ભાસ થવા માંડયો છે; અને વિદ્વાનો, પંડિતો અને આધ્યાત્મવાદીઓને મન અમૂલ્ય એવા આ વાદોનો આમ જનતાને શું ઉપયોગ એવા પ્રશ્નો થવા માંડયા છે.

'આત્મા' અને 'મોક્ષ'ને લક્ષ્યમાં રાખીને રચાયેલા આ વાદોને સમાજની ઐહિક વ્યવસ્થા વિષે શું કહેવાનું છે? આજના સમાજની સુખની કલ્પના વધુ વ્યાપક બની છે. માત્ર બહિર્મુખ કે માત્ર અંતર્મુખ એવી એક વૃત્તિથી તેને સંતોષ થાય તેમ નથી. તેને અંતર અને બાહ્ય બન્ને વસ્તુઓનું સુખ જોઈએ છે. ભવ્ય આત્મા

પર્ણકુટીમાં જ કે નિર્જન ઝૂંપડામાં જ હોય એવું એકાંગી કથન આજે કોઈને ગ્રાહ્ય થાય તેમ નથી. ભવ્ય આત્માનો વાસ પણ નંદનવનમાં કેમ ન હોય? બુધ, મહાવીર કે મહાત્મા ગાંધી જેવો આત્મા હોય છતાં તેનું બાહ્ય દર્શન કૃષ્ણ જેવું નયનસુંદર કેમ ન હોય? આધ્યાત્મિક ઉન્નતિ સાથે ઐહિક ઉન્નતિ અથવા તો દેહ, રહેઠાણ અને પરિવેશ પણ ઉચ્ચ પ્રકારના કેમ ન હોય? દેહને મારીને આત્મા જીવી શકે અથવા તો આત્માને મારીને દેહનું વર્ધન થઈ શકે એવા એકપક્ષી વિધાનો વર્તમાન સમાજને માન્ય નથી. વર્તમાન સમાજને આંતર અને બાહ્ય બન્ને વૃત્તિઓના ઉચ્ચત્તમ વિકાસની ભૂમિકામાં રહેલું સુખ જોઈએ છે. પૂર્વની તીવ્રતમ આધ્યાત્મિકતા સાથે પશ્ચિમની ભૌત્તિક સંપત્તિ બન્નેનો મેળ સાધવામાં સાચું સુખ રહેલું છે એ કલ્પના આજે વધતી જાય છે.

સમાજવાદ એ ભૌત્તિક સંપત્તિની સુવ્યવસ્થાનું શાસ્ત્ર છે. આધ્યાત્મિકતાનો તેમાં ઇન્કાર નથી, પરન્તુ મુખ્યત્વે સમાજનું જે અર્થદુઃખ છે તેને નિવારવાનું તેમાં સૂચન છે. વર્તમાન સમાજની જે આર્થિક અવ્યવસ્થા છે, દુનિયાની સંપત્તિની વહેંચણીમાં જે અંધેર અને અનવસ્થા પ્રવર્તે છે તેનો નાશ કરીને સામાજિક સુવ્યવસ્થા સ્થાપવા અને ભૂમાતાની આ સાર્વજનિક સંપત્તિમાં તેના સર્વ સંતાનોને સુયોગ્ય હિસ્સો મળે તેવી સામાજિક નવરચના કરવાનો સમાજવાદનો આદર્શ છે.

વર્તમાન સમાજ રચનામાં આજે આપણને શું દેખાય છે? એક બાજુ અઢળક દોલત અને નફાના ડુંગરા દેખાય છે, તો બીજી બાજુ બેસીતમ ગરીબી, ભીષણ બેકારી અને લાચારીની ઊંડી ખીણ દેખાય છે. એક બાજુ સેંકડો શ્રીમંતો એવા છે કે જેને પોતાની કુલ સંપત્તિ કેટલી છે તેનો પણ ખ્યાલ નથી અને આજે

કયો ભોગ વિલાસ માણશું તેનો જ વિચાર કરવાનો હોય છે તો બીજી બાજુ લાખો લોકો એવા છે કે જેને એક ટંકની લૂખી ભાખરી ખાધા પછી સાંજની ભાખરી ક્યાંથી મેળવશું એ રોજનો બળતો સવાલ છે. એક બાજુ વિશાળ આલેશાન મહાલયો ઊભા છે, જેમાં મોટરો અને સંડાસો માટે પણ ફરસબંધીની ગોઠવણ છે, જ્યારે આ મહાલયોના બાંધનારાના ઘોલકા જેવા ઘરો જોઈશું તો ત્યાં ભીંતો પણ ખાવા ધાતી હશે.

કાપડની મીલોમાં ઢગલાબંધ કાપડ તૈયાર થાય છે, વેચાયા છતાં વધારાના કાપડના ગંજનાગંજ ભંડારોમાં ભર્યા પડયા હોય છે; ત્યારે આ બધી સંપત્તિના સરજનહારા ખેડુતો અને મજદૂરોની શું સ્થિતિ હોય છે? તેમના મેલા અને ફાટયાં વસ્ત્રો માટે થીગડાંના પણ ઠેકાણા હોતા નથી. રૂનો ભાવ રખેને સસ્તો થઈ જાય એ ભયે રૂનો પાક ઊભો ને ઊભો બાળી મૂકવામાં આવે છે. બ્રાઝીલમાં કોફીનો પાક વધુ ઉત્પન્ન થાય તો કોફીના વહાણોના વહાણોને મધદરિયે ડુબાડી દેવામાં આવે છે. દરિયાકાંઠે ઉત્પન્ન થતું મીઠું પણ રખેને ગરીબો મફત લઈ જાય એટલે તેને માટીમાં મેળવી દેવામાં આવે છે. આસ્ટ્રેલિયામાં કોઈ વાર ઘઉંનો એટલો મોટો પાક થાય છે કે લણણી કર્યા વગર ઘઉંનો એમને એમ ખેતરોમાં નાશ કરવો પડે છે. ત્યારે બીજી બાજુ અન્ન અને વસ્ત્ર વિના ટળવળતાં લાખો નહિ પણ કરોડો માનવીઓ ઈશ્વરના કોઈ શ્રાપિત પ્રાણીઓ માફક જીવન વ્યતિત કરે છે. મોત છૂટકારો ન કરે ત્યાં સુધી સેંકડો માણસો મરવાને અભાવે જીવતા હોય છે. કારાવાસથી પણ તેમનું જીવન વધુ બદતર હોય છે. રોગ અને મૃત્યુના કારણોમાં ભૂખમરાનો ફાળો કેટલો મોટો હોય છે એ વસ્તુ આજે અજાણ્યુ નથી. ખાંડના પાકના નિયમનને નામે બિહાર અને સંયુક્ત પ્રાંતના ખેડૂતોને શેરડી અમુક પ્રમાણથી વધુ વાવવાની મનાઈ છે. શું હિંદુસ્તાનના એકે એક ઘરમાં ખાંડ એટલી બધી

વપરાય છે અને છતાં એટલો બધો વધારો પડી રહે છે કે વધુ ઉત્પન્ન થશે તો ખાંડને ધૂળની માફક નાખી દેવી પડશે? ઉત્પાદનના નિયમન સામે કોઈને વાંધો ન હોઈ શકે પરંતુ આ નિયમન કોના હિતને લક્ષ્યમાં રાખીને થાય છે એ મુખ્ય સવાલ છે. લાખો વાપરનારાઓના હિતની દૃષ્ટિએ આ નિયમન નથી થતું પણ ખાંડના અમુક ભાવ ટકી રહે અને તેના કારખાના કંપનીઓ અને શેરડીના વાવનારાઓને નિશ્ચિત નફો મળે તે માટે થાય છે. આ અંધેર વ્યવસ્થા કેમ મટે?

સેંકડો શિક્ષકો, ડોકટરો, વકીલો, ઈજનેરો, લેખકો, કારીગરો વગેરે ધંધા માટે કામ માટે ફાંફા મારતા હોય છે, અને કામને અભાવે આળસ અને માનસિક બેચેનીમાં પોતાનો સમય વ્યતીત કરવો પડે છે. શું લોકોની જરૂરિયાત કરતા શિક્ષકો વધુ છે? ડોકટરોની સંખ્યા દર્દીઓની આવશ્યકતા કરતાં વધુ છે? શું મકાનો દરેકને જોઈએ તેટલા રહેવાને પૂરતા મળી ગયા છે કે વધુ ઈજનેરોની જરૂર નથી? ના, ના, જરાક જ આજુબાજુના સમાજમાં નજર ફેરવીશું તો તુરત માલૂમ પડશે કે સેંકડો નહિ પણ લાખો બાળકો કેળવણીના અભાવે જીવનભર અજ્ઞાન અને માનસિક અંધારામાં રહે છે. ડોકટરી સારવારને અભાવે લાખો દરદીઓ યમરાજના અતિથિ બને છે. ડાકટરને દેવદૂત માનતા સેંકડો ગરીબ ઘરોના સંતાનો દવાદારૂ અને સારવારને અભાવે અકાળ મૃત્યુના પંજામાં ઝડપાય છે. સાંજની રોટીનો જ્યાં સવાલ છે ત્યાં દૂધ, મોસંબી, દવા કે ડાકટરની ફી આપવાના સ્વપ્નાં પણ ક્યાંથી હોઈ શકે? પથ્થર માટી જોઈએ તેટલા વણવપરાયેલ પડયાં છે, ઈજનેરો પણ બેકાર છે છતાં હજારો લોકોને રહેવાના મકાનને અભાવે રસ્તાના ગંદા ફુટપાથો ઉપર રાતની રાતો કાં ગાળવી પડે? ધરતીને બીછાનું અને આકાશને ચંદરવો માનીને પરાણે યોગીનો પાઠ લાખો લોકોને કાં ભણવો પડે? વચમાં નડતર શું છે?

બાપના વારસાના જોરે શેઠ બની બેઠેલા અક્કલહીન અને જડ શેઠના હાથની હેઠળ ચતુર, બુદ્ધિશાળી અને સંસ્કારી માણસો જીવન-ભર કારકુની કરતા દેખાય છે જોહુકમી અને તેના અસ્થિર મિજા-જની મૂગે મોઢે બરદાસ કરતા દેખાય છે, તેમની સ્વયંસ્ફૂર્તિ (initiative) નો કદી ઉપયોગ જ નથી થતો. સમાજને શા માટે તેમની પૂર્ણ વિકસિત શક્તિનો લાભ નથી મળતો?

એક માણસ એક બાજુ ટેલીફોન ઉપાડે છે, સોદા કરે છે અથવા તો કાગળિયાં ઉપર સહી કરીને લાખો કમાય છે, ત્યારે બીજો માણસ સવારથી સાંજ સુધી પાવડો લઈને શ્રમ કરતાં છતાં આઠ આના પણ દેખતો નથી. છતાં લાખો કમાનાર જથ્થાબંધ વસ્તુ એકી સાથે ખરીદ કરી શકતો હોવાથી તેને વસ્તુ બજારમાંથી સોંઘી મળે છે, જ્યારે રોજના આઠ આના કમાનારને તેની એકે એક પાઈ કિંમતી હોવા છતાં વસ્તુ છૂટક ખરીદવી પડતી હોવાથી વધુ દામ આપવા પડે છે. જેને રાહતની જરૂર નથી તેને રાહત મળે છે અને જેને ખરી જરૂર છે તેને રાહતની માત્ર ઝંખનાથી સંતોષ માનવો પડે છે. આ અન્યાયી અને અમાનુષી અસમાનતા ટાળવાનો કોઈ ઉપાય છે કે? દરિદ્રતાની દિવાલો તોડવાનો કોઈ રસ્તો છે કે?

૫૦૦ માણસ વાળા એક લત્તામાં ત્રણ દુકાનો અને છ દૂધવાળા અરસપરસની ગળાકાપુ હરિફાઈમાં નથી તો પોતાનું હિત સાધી શકતા કે ન તો ગ્રાહકોનું હિત. જ્યાં એક જ દુકાન અને એક જ દૂધવાળાથી કામ સરી શકતું હોય ત્યાં બીજા દુકાનદારો અને દૂધ-વાળાઓની શક્તિઓ શા માટે વેડફાવી જોઈએ? એક ને એક સ્થળે એવડાઈ જતી શક્તિઓનો બીજો સારો સદુપયોગ ન થઈ શકે? આ શક્તિઓ એવડાય નહિ, વેડફાય નહિ, તે માટે હરિફાઈને બદલે સહકારને ધોરણે કોઈ યોજના ન થઈ શકે?

'રખેને હું રહી જઈશ' એવી દુકાળિયા જેવી મનોવૃત્તિથી ચાલતા વર્તમાન સમાજ-વ્યવહારની શાંતિ, સહકાર અને સમાનતાના ધોરણે વ્યવસ્થા કરવી શકય છે કે? એક માણસની કાંધે ચડીને જ બીજો માણસ પોતાનું ઐહિક હિત સાધી શકે, બીજાના શોષણ ઉપર જ આબાદ થઈ શકાય એવી આ લૂટારૂ દુનિયાની નવરચના કરવાનો કોઈ રાહ છે કે?

કહેવાતા અસ્પૃશ્યો હરિજનોની અસ્પૃશ્યતા મહાત્મા ગાંધીજી અને અન્ય સુધારકોના પ્રયાસોથી નિર્મૂળ થતી જાય છે; પરંતુ ગરીબોનો એક નવો અસ્પૃશ્ય વર્ગ ઊભો થતો જાય છે તેનું શું? શહેરોની દુનિયામાં ગરીબ અને નિર્ધન એજ સાચો અસ્પૃશ્ય છે. પૈસા વિનાના નિર્ધન માનવી માટે તાર, ટપાલ, રેલવે, હોસ્પીટલ, ટ્રામ, હોટેલ, કોર્ટ કે બજાર કયાંય પણ સ્થાન નથી. પૈસા વગર હડધૂત થતા માનવીની આ દશાથી મોટી અસ્પૃશ્યતા કઈ હશે? કાયદો સર્વ સ્થળે સમાનતાની વાતો કરે છે, પણ આ સમાનતાનો ઉપયોગ કોથળીમાં નાણું હોય તેના વજન જેટલો જ થઈ શકે છે. હિંદમાં હમણાં જ આવેલા પાર્લામેન્ટના સમાજવાદી આગેવાન સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સે નીચેના એક વાકયમાં આ વસ્તુને સરસ રીતે સમજાવી હતી.

"The justice is open to all just as the Tajmahal hotel." તાજમહાલ હોટેલની માફક ન્યાયકોર્ટ પણ સર્વને માટે ખુલ્લી છે, પરંતુ શ્રીમંતો હોય તેજ જેમ તાજમહાલનો લાભ લઇ શકે છે તેમ કોર્ટનો લાભ પણ શ્રીમંતો જ લઈ શકે છે. આ કહેવાતી પરંતુ વાસ્તવમાં પોલી એવી સમાનતાને તેના નક્કર અને વાસ્તવિક સ્વરૂપમાં સ્થાપવાનો કોઈ તરીકો છે કે?

સમાજવાદ આ પ્રશ્નોનો જવાબ હકારમાં આપે છે. સમાજવાદ કહે છે કે ગરીબી ઇશ્વરે આપેલી છે એવી ભ્રમણામાં રહીને તેને મૂગે

મોઢે જીવનભર સહી લેવાની જરૂર નથી. માણસ ગરીબી કે દુઃખ સહન કરવા માટે સર્જાયેલો નથી. માનવી એ સરજનહારની સર્વશ્રેષ્ઠ કૃતિ છે; અને સરજનહારે તેને જીવનને સુખી બનાવવા માટે સર્વ શક્તિઓ બક્ષી છે. આ શક્તિઓનો જો માનવીઓ સહકારથી ઉપયોગ કરી શકે તો નવી દુનિયાનું સર્જન શક્ય છે. હરિફાઈ ને બદલે સહકાર, શોષણને બદલે સેવા અને વ્યક્તિગત હિતને સ્થાને સાર્વજનિક હિત એ સમાજવાદના મુખ્ય કાનૂનો છે અને આ કાનૂનોના વ્યવસ્થાપૂર્વકના પાલનથી નવજગતનું નિર્માણ થશે.

જ્યાં દુઃખ નથી, જ્યાં ભૂખ નથી, જ્યાં ગરીબાઈ નથી, જ્યાં બેકારી નથી, જ્યાં શોષણ નથી, જ્યાં શ્રીમંતોની તાગડધીન્ના નથી, જ્યાં દ્વેષપૂર્ણ હરિફાઈ નથી, જ્યાં ગંદા અને ગલીચ ઘોલકાં નથી, જ્યાં દૂધ વિના ટળવળતાં બાળકો નથી. જ્યાં કરોડોનો નિરર્થક સંહાર નથી, જ્યાં ભૂખથી પીડાતી વિધવા માતાના ઊનાં અશ્રુઓ નથી એવું માનવ જગત સરજવાનો સમાજવાદનો ઉદ્દેશ છે. આ નવરચના કરવાના વ્યક્તિગત નહિ પણ સામુદાયિક પુરૂષાર્થનું શાસ્ત્ર તે સમાજવાદ.

●

## પ્રકરણ બીજું

### સમાજવાદી આદર્શ

આગલા પ્રકરણમાં આપણે વર્તમાન સમાજ વ્યવસ્થામાં કેવો રોગ છે, કેવો સડો છે, કેવું અંધેર છે તે જોયું. આર્થિક અનવસ્થા અને અંધાધુંધીને કારણે લાખો લોકો નિરપવાદ રીતે કેમ પીડાય છે તે જોયું. પરંતુ રોગનું ભાન થવું એ બસ નથી. રોગનું ભાન થયા પછી તેના ઉપચારો શરૂ થવા જોઈએ. પણ આ ઉપચારોનો અંતિમ હેતુ સમાજશરીરને વધુ આરોગ્યમય, વધુ સુદૃઢ અને વધુ સુખકર બનાવવાનો છે. આ માટે સંપૂર્ણ તંદુરસ્ત સમાજ કેવો હોવો જોઈએ તેનો ખ્યાલ હોવો જરૂરી છે.

જેમ તદ્દન જડકક્ષા ઉપર ઉભેલા માનવીને આધ્યાત્મિક ઉન્નતિ કેવી હોઈ શકે, સંપૂર્ણ મોક્ષ શું હોઈ શકે તેનો ખ્યાલ ન આવી શકે તેમ વર્ષોથી પીડાતા આપણા સમાજને સંપૂર્ણ આરોગ્ય કે તંદુરસ્તી કેવા હોવા જોઈએ તેનો ખ્યાલ કદાચ ન આવી શકે. તેને કદાચ આ બધી વસ્તુ કલ્પનાના સ્વર્ગ જેવી લાગે. પણ આજ સુધીના દુનિયાના ઇતિહાસ ઉપરથી આપણે જોતા આવ્યા છીએ કે ગઈ કાલે જે કલ્પના અથવા હવાઈ ઈમારત ગણાતી હતી તે વસ્તુ આજે વાસ્તવિક બની છે. ભૂમિતિમાં બિંદુની જે વ્યાખ્યા

આપી છે તે ભલે મૂર્ત ન થઈ શકે છતાં અકલ્પ્ય કે અવાસ્તવિક તો નથી બની શકતી. પ્રગતિની કોઈ પરિમિતી નથી એ સૂત્ર આધ્યાત્મિક અને ભૌતિક સર્વ ક્ષેત્રમાં લાગુ પડે છે.

ત્યારે હવે એ પ્રશ્ન થાય છે કે સંપૂર્ણ તંદુરસ્ત સમાજ કેવો હોવો જોઈએ ? આ સંબંધી સમાજવાદનો શું આદર્શ છે ? જો કેવળ નકારવાચક જવાબ આપવો હોય તો તો કહી શકાય કે પ્રથમ પ્રકરણમાં વર્તમાન સમાજવ્યવસ્થાના જે દુષણો વર્ણવ્યા છે, જે જે ગૂંચો અને વિષમતાઓ દર્શાવી છે તેનો નાશ. પણ સમાજવાદનો આટલો જ માત્ર હેતુ નથી, ન હોઈ શકે. આટલું તો સાધારણ ભૂતદયાપ્રેમી પણ કદાચ કરી શકે. પણ સમાજવાદી દર્શન એ રચનાત્મક ફીલ્સુફી છે. આ ફીલ્સુફી એવો સમાજ રચવા માગે છે કે જેમાં ઉપર જણાવ્યા રોગો માટે અવકાશ જ ન રહે. પહેલાં રોગો થાય અને પછી તેનું નિવારણ કરીએ તો આ ક્રિયા અનંત કાળ સુધી ચાલ્યા કરે. સાચો ઉપાય સમાજની મૂળમાંથી શુદ્ધિ કરવાનો છે. સમાજવાદ એ આ મૂળશુદ્ધિની પ્રક્રિયા છે કે જેના રસાયણથી સમાજપ્રવાહ શુદ્ધ, અભંગ અને સર્વજનહિતને અનુકૂળ એવી રીતે વહ્યા કરે.

સમાજવાદ એવી સમાજરચના કરવા માગે છે કે જેમાં લાખો લોકો પાણીના ભરનારા અને લાકડા ફાડનારાં "drawers of water and hewers of wood" રહે અને તેમના શ્રમ ઉપર મુઠ્ઠીભર શ્રીમંતો તાગડધીન્ના કરે એવી પરિસ્થિત અશકય બનશે. આ સમાજરચનામાં જગતની સંપત્તિ ઉપર સંપત્તિના સરજનહાર શ્રમજીવીઓનો પહેલો અધિકાર ગણાશે. જીવતા માનવો કરતા જડ-યંત્રોની કિંમત વધુ નહિ ગણાય. યંત્રોનું સ્થાન મનુષ્યના સેવક તરીકે રહેશે નહિ કે સ્વામી તરીકે જીવનધોરણની લઘુતમ મર્યાદા નક્કી

કરવામાં આવશે કે જેથી દરેક માનવી પછી તે ગમે તે કક્ષાનો હોય તો પણ તેને માટે અનાજ, કપડાં, મેળવવાની અને પોતાનું જીવન વિકસાવવાની સમાન તક રહેશે. આ સમાજવાદી વ્યવસ્થામાં :

મીલો, કારખાનાઓ, ખેતી અને બીજા બધા ચાવીરૂપ ઉદ્યોગો સરકાર એટલે પ્રજાસમસ્તની માલેકીના હશે. અને તેમનું સંચાલન નફાના ધોરણે નહિ પણ પ્રજાની જરૂરિયાતના ધોરણે થશે. યંત્રો વસાવ્યા છે માટે જરૂર હોય કે ન હોય છતાંએ ચલાવ્યે જ રાખવા અને માલ ઉત્પન્ન કર્યે રાખવો એ પરિસ્થિતિ અશક્ય બનશે, તેમજ જરૂરિયાત હોવા છતાં પૂરતો નફો ન મળવાને કારણે અત્યારે જેમ ઉત્પન્ન ઓછું કરવામાં આવે છે એ વસ્તુ પણ અશક્ય બનશે. સમાજની જરૂરિયાત એજ ઉત્પાદનનું મુખ્ય પ્રેરક બળ હશે.

સરકારનું મુખ્ય કામ શાસનને બદલે વ્યવસ્થાનું રહેશે. સરકાર પ્રજા ઉપર શાસનનો દોર ચલાવવાને બદલે પ્રજાની સાર્વજનિક મિલકતના રખવાળ અને વહિવટકર્તા તરીકે રહેશે.

આપત્તિકાળ સિવાય ઉદ્યોગોમાં કામ કરનારા શ્રમજીવીઓના જીવન ધોરણ અને સુખ સગવડોને ભોગે કોઈ પણ ઉદ્યોગો નહિ ચાલે.

ખાનગી મૂડી અને મિલકતનો સર્વથા નાશ. પરંતુ આનો અર્થ કોઈ માણસ ખાનગી મોટર, રેડિયો, ઘર કે ઘરનો બગીચો ન રાખી શકે એમ નથી થતો; વ્યક્તિગત વપરાશ કે ઉપયોગની વસ્તુઓનો મૂડી કે મિલકતમાં સમાસ નથી થતો; પરંતુ જે મૂડી કે મિલકતના જોરે એક માણસ બીજા માણસ ઉપર શાસન ચલાવી શકે છે; એવી મૂડી કે મિલકત કોઈ ધરાવી શકશે નહિ. જેમ એક જમાનામાં માણસ મારે દસ સ્ત્રીઓ છે એ વસ્તુ અભિમાનપૂર્વક કહેતો પણ આજે એમ કહેનાર કે આચરનારને જંગલી ગણવામાં આવે છે તેમ સમાજવાદી રચનામાં 'મારે દસ બંગલા છે, ૨૫ મોટરો છે. બેંકમાં

પાંચ કરોડ રૂપિયા જમે છે, મારે ત્યાં ૫૦૦ નોકરો કામ કરે છે.' એમ કોઈ માણસ અભિમાનપૂર્વક નહિ કહી શકે. કહેનારને કાં તો જંગલી, ચક્કર અથવા તો સમાજદ્રોહી તરીકે ગણવામાં આવશે.

રહેવાને સુઘડઘર, પહેરવાને પૂરતાં વસ્ત્રો, પૌષ્ટિક ખોરાક અને જરૂરી કેળવણી એ દરેક શહેરીનો પ્રાથમિક અધિકાર ગણાશે.

વૃદ્ધો, બાળકો, અશક્તો અને અપંગોના જીવનનિર્વાહની જવાબદારી રાજ્યની એટલે પ્રજાસમસ્તની રહેશે. 'સબ સબકી સમાલીયે'ના અત્યારના અંધકારયુગમાં ઘણા માણસો આવતી કાલે-વૃદ્ધાવસ્થામાં નિર્વાહ કેમ ચાલશે એ ખ્યાલથી ધનસંગ્રહ કરવા પ્રેરાય છે. પણ માણસો પાણી કે વીજળીનો જરૂર કરતાં વધુ સંગ્રહ કરતા નથી કેમકે તેમને ખાત્રી છે કે આવતી કાલે પાણી અને વિજળી જરૂર પૂરતાં મળવાના જ છે. તેવી જ રીતે જો વૃદ્ધાવસ્થાના માનભેર નિર્વાહની ખાત્રી લોકોને આપવામાં આવે તો ધનસંગ્રહનું એક વ્યાજબી કારણ દૂર થઈ શકે, સંતોએ પરિગ્રહને પાપ કહ્યું છે, પણ ગૃહસ્થોને માટે થોડી છૂટ આપી છે; અને પરહિત પરિગ્રહને તો આવશ્યકતા દર્શાવી છે. મહાત્મા ગાંધીજી વર્તમાન યુગની ભાષા વાપરીને પરહિતે પરિગ્રહ કરનારને 'ટ્રસ્ટી' તરીકે ઓળખાવે છે. સમાજવાદ આ પરિસ્થિતિનો વ્યવહારૂ ઉકેલ કરીને ટ્રસ્ટી તરીકે કોઈ એક વ્યક્તિને રાખવાને બદલે સર્વ સમાજને ટ્રસ્ટી બનાવે છે, અને વ્યક્તિ માટે ધનસંગ્રહ કે પરિગ્રહને એક નિરર્થક અને બીનજરૂરી બોજા રૂપ બનાવી મૂકે છે.

જીવનના હરેક ક્ષેત્રમાં સ્ત્રીપુરુષના સમાન હક્કો ગણાશે. સ્ત્રી માત્ર રસોઈની રાંધનારી કે શૈય્યાની સાચવનારી કે પુરુષના પડછાયા સમી અનુચરી ન રહેતાં તેની શક્તિઓના વિકાસ માટે બધાં ક્ષેત્રો ખુલ્લાં રહેશે. સ્ત્રીનું માતૃત્વ એક બોજારૂપ ન ગણાતાં મહામૂલો અધિકાર ગણાશે.

નાત, જાત, કુળ, રંગ, વર્ણ કે ધર્મ ભેદોના કારણે એક વ્યક્તિની બીજી વ્યક્તિ ઉપર સરસાઈ સ્વીકારવામાં આવશે નહિ. માનવમાત્રને સમાન સુખાધિકાર રહેશે.

દરેકની પાસેથી તેની શક્તિ અનુસાર કામ લેવામાં આવશે; અને તેના કામના પ્રમાણમાં તેને પૂરો બદલો મળશે. સમાજની ભૌતિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક સંપત્તિના વર્ધનમાં પોતાનો ફાળો આપવાની સૌને સમાન તકો અને સમાન સગવડો મળશે. દરેકની પાસેથી તેની શક્તિ અનુસાર કામ અને દરેકને તેની જરૂરિયાત પૂરતું આપવાનો અણલખ્યો કાયદો દરેક સુવ્યવસ્થિત કુટુંબમાં હોય છે. એક માણસ કમાય તેથી તેને વધુ ઘી ખાવા મળે અને બીજો ભણતો હોય કે કમાતો ન હોય તેથી તેને ઓછું ખાવાનું મળે એવું કુટુંબ જીવનમાં બનતું નથી. દરેક સુવ્યવસ્થિત સમાજનો આખરી આદર્શ આજ છે, અને સમાજવાદ આ આખરી આદર્શનું પ્રાથમિક પગથિયું છે.

લશ્કર, પોલીસ, જેલો વગેરે દંડ અને ભયના સાધનો જંગલી સમાજના અવશેષો છે. મૂડીવાદી શોષણ પ્રદ્ધતિના આનુષંગિક અંગો છે. સમાજવાદી રચનામાં તેને માટે ઘણું ઓછું સ્થાન રહેશે. દુનિયા આજે પરસ્પર એટલી સંકળાયેલી છે કે કોઈ એક રાષ્ટ્ર સમકાલિન પ્રવાહોથી અલિપ્ત રહી શકતું નથી. તેથી બીજા દેશોમાં મૂડીવાદી પદ્ધતિ હસ્તિમાં હોય ત્યાં સુધી કોઈ એક રાષ્ટ્રને પોતાની આંતરિક વ્યવસ્થામાં સમાજવાદી પદ્ધતિ સાચવી રાખવાનું કાર્ય ઘણું મુશ્કેલ છે. લેનીનના જમણા હાથસમા ટ્રોટસ્કીનો પણ આજ સિદ્ધાંત હતો. પણ આંતરરાષ્ટ્રીય સમાજવાદ ફલિભૂત થાય ત્યાં સુધી કોઈ એક રાષ્ટ્ર પોતાની આંતરિક સુધારણા કરવાનું મુલત્વી રાખી શકે નહિ. તેથી સમાજવાદી રાષ્ટ્રને પોતાની આંતરિક પ્રથા ટકાવી રાખવા અને

બાહ્ય આક્રમણ સામે ટકી રહેવા માટે જેટલા લશ્કરની જરૂરત હોય તેટલા પૂરતું જ લશ્કરનું સ્થાન રહેશે, તેથી વધુ નહિ. કેમકે કોઈ પણ સમાજવાદી દેશને બીજી પ્રજાના મુલકો જીતવાની, બીજા ઉપર શાસન કરવાની કે બીજા દેશોના બજારો પોતાના માલથી સર કરવાની ગાંડી તૃષ્ણા હોતી નથી.

સમાજવાદી પ્રથામાં લોકશાસન અંતર્ગત રહેલું છે. રશિયાની સ્ટેલીનની સરમુખત્યારી સમાજવાદ સાથે સુસંગત ન કહી શકાય; પરંતુ ત્યાં પણ તેને આપત્તિ કાળના–સંક્રાન્તિ કાળના ધર્મ તરીકે નીભાવી લેવામાં આવે છે.

બેકારીનો સમૂળગો નાશ થશે. કામ કરવા ઇચ્છતા દરેક સશક્ત અને નિરોગી માણસને તેની રૂચિ અનુસરતું પણ સમાજની જરૂરિયાતને અનુકૂળ એવું કામ મળશે. અત્યારે બેકારી એ દરેક જુવાનનો સાર્વત્રિક અનુભવ છે. તેની ફાટફાટ થતી જુવાનીને ઠેરઠેરથી જાકારો મળે છે. રાષ્ટ્રના જીવનધન સમી આ યૌવનશક્તિની સમાજવાદમાં બીલકૂલ અવહેલના ન થતાં તેનો યોગ્ય ક્ષેત્રમાં ઉપયોગ થશે. બેકારી એ મૂડીવાદનો પ્રત્યાઘાત છે. જ્યાં મૂડીવાદ ઓછો છે ત્યાં બેકારી પણ ઓછી હોય છે.

કામ સાથે દરેક માનવીને તેની કળાત્મક અને માનસિક વૃત્તિઓને ખીલવવા માટે પૂરતી નવરાશ (leisure) પણ મળશે. કવિવર ટાગોર એક સ્થળે કહે છે કે મનુષ્યના વિકાસ માટે કામ જેટલી જ નવરાશની જરૂર છે. જે માણસના જીવનમાં કામ છે, પણ નવરાશ નથી તેની કળાત્મક બાજુનો વિકાસ ઘણો અટકી જાય છે. એકલા કામથી માણસ યંત્રવત બની જાય છે. નવરાશ તેના જીવનને કળાના સાથિયા પૂરીને ભાતીગળ બનાવે છે. મહાત્માગાંધીજી અને કેટલાક વિચારકો એમ કહે છે કે માણસે રોટી માટે કામ તો કરવું જ જોઈએ;

નવરાશ તેના જીવનમાં સેતાનને દાખલ થવાની તક આપશે. સમાજવાદ એ વસ્તુ સ્વીકારતો નથી. જેમ મહાત્માગાંધી જેવા માણસો માણસના જીવનની આધ્યાત્મિક પ્રગતિની મર્યાદા બાંધવાની ના પાડે છે, તેમ સમાજવાદ સમાજની ઐહિક અને ભૌતિક પ્રગતિની સીમા બાંધવા ના પાડે છે. માણસને માત્ર રોટી અને આશ્રય માટે આઠ આઠ કલાક કામ કરતો રાખવો એ સમાજવાદનો આદર્શ નથી. જો યંત્રોની મદદ અને સહકારી ધોરણે કામ કરવાથી દરેક માણસને બે કલાક કામ કરવાથી જીવનની બધી જરૂરિયાતો મળી જતી હોય તો તેની પાસે આઠ કલાક કામ કરાવવું જ જોઇએ એ વસ્તુ બુદ્ધિસંગત નથી લાગતી. આજુબાજુની કુદરતમાં આપણે જોઈશું તો પંખીઓ, પશુઓ અને બીજા વનચરોને માત્ર રોટી માટે માણસ જેટલી કાળી મજૂરી નથી કરવી પડતી. તો પછી સરજનહારની સર્વશ્રેષ્ઠ કૃતિ જે માનવી છે, તેણે માત્ર રોટી માટે જેલના કોઈ શાપિત કેદીની માફક કલાકોના કલાકો કામ કરવું જ પડે એ પરિસ્થિતિ વર્તમાનકાળમાં પ્રવર્તતી હોય તો પણ ઇચ્છનીય નથી, તેમ કોઇ પણ ભાવિ નૂતન રચનામાં તે આદર્શ ન હોઈ શકે. આજે સમાજમાં ૯૦ ટકા માણસોના જીવનમાં રોટી પ્રાપ્ત કરવી એ મહત્વનો પુરુષાર્થ થઈ પડ્યો છે, જ્યારે ખરી રીતે માણસના મનની અખૂટ અને અનેકવિધ શક્તિઓ અને વૃત્તિઓ જોતાં એ પ્રાથમિક જરૂરિયાતનો છતાં ગૌણ પૂરુષાર્થ હોવો જોઈએ. જો આ ગૌણ પુરુષાર્થ માણસની સર્વશક્તિઓ અને બધો સમય લઈ લ્યે તો જીવનના બીજા પુરુષાર્થ માટે બીજી શક્તિઓના વિકાસ માટે તેને ઘણો ઓછો અવસર રહે છે. અને પરિણામે રોટી માટે જીવતાં, રોટી માટે લડતાં અને રોટી માટે મરતાં માનવીઓનો બનેલો સમાજ પણ કેવળ જડ સમાજ–રોટી સમાજ રહે છે. સમાજવાદ દ્વારા રોટી પણ હવા પાણી જેટલી સરળ બનાવી શકાય, અને રોટીની ગુલામીમાંથી માણ-

સને મુક્ત કરવામાં આવે તો માણસની ફાજલ શક્તિઓ માટે સંગીત, કળા, સાહિત્ય, શિક્ષણ, ચિંતન વગેરે કેટલા અનેકવિધ ક્ષેત્રો ખૂલે અને આ સર્વ ક્ષેત્રોમાં માનવ સમાજ કેટલો સંપન્ન અને સમૃદ્ધ બને !

સમાજવાદી પરિભાષામાં સમાનતા અને ખાસ કરીને આર્થિક સમાનતા ઉપર ખૂબ ભાર મૂકવામાં આવે છે; તેનું કારણ આર્થિક પરિસ્થિતિ દ્રશ્ય વસ્તુ છે. અને તે સહેજે આણી શકાય તેવી વસ્તુ છે. ઘણા ટીકાકારો આ વસ્તુને હાસ્યાસ્પદ બનાવવા માટે એવી ટીકાઓ કરે છે કે સમાજવાદમાં બધાને એક સરખું એટલે એકને ચાર રોટી તો બધાને ચાર રોટી, એકને ત્રણ કોટ તો બધાને ત્રણ કોટ એવું યાંત્રિક ધોરણ થઈ જશે; માણસની ઇચ્છાઓની વિવિધતાઓ અને સગવડો માટે તેમાં સ્થાન નહિ હોય. પણ જરાક વિચાર કરતાં આ ટીકાઓનું છીછરાપણું અને પોકળ જણાઈ આવે છે. સમાજવાદ આવી યાંત્રિક કે જડ સમાનતાની કદી હિમાયત કરતો નથી. સમાનતાના હાર્દને સમાજવાદ ઝંખે છે. સર્વને સમાન અવસર અને સમાન તક આપવાની હિમાયત કરતા સમાજવાદમાં આવી યાંત્રિક અને જડ સમાનતાનો સમાસ નથી થતો. લશ્કરી બરાખો અને જેલોમાં જળવાતી સમાનતા સ્થાપવાનો સમાજવાદનો આદર્શ નથી. લશ્કરી સરમુખત્યારી દ્વારા આવી કૃત્રિમ સમાનતા સ્થાપી શકાય, પરંતુ તેમાં ઐચ્છિક સહકારના બીજ ન હોવાને લીધે એ સમાનતા રેતીના ચણતર જેવી ચંચળ અને કાષ્ઠના ચોકઠા જેવી નિર્જીવ તથા રૂંધનકારી હશે. દેશના બીરલા, બજાજ, સાસુન, તાતા કે બીજા ગણ્યાંગાંઠ્યા કોટ્યાધિપતીઓને લૂંટીને તેમની મિલક્તની દેશના ૪૦ કરોડ વચ્ચે સમાન વહેંચણી કરી દેવી એ સમાજવાદ નથી; પણ સમાજવાદનો છળ છે. અને વ્યવહાર દૃષ્ટિએ પણ દેશના ગરીબોનું તેથી દાળદર ફીટતું નથી. જો માત્ર ગમે તેવી સમાનતા સ્થાપવી એ જ

સમાજવાદનો આદર્શ હોત તો તો બ્રિટીશ સરકારે હિંદમાં મોટો સમાજવાદ સ્થાપ્યો એમ માનીને તેનો આભાર માનવાનો રહેત !! કેમકે સંપત્તિની બાબતમાં હિંદના ૮૦ ટકા લોકોને બ્રિટીશ શાસને એક સરખી સ્થિતિમાં મૂક્યા છે; અને ગરીબાઈ અને નિર્ધનતાની સમાન બાટણી સૌને કરી છે!!! સમાનતા શબ્દનો આ ક્રૂર પરિહાસ છે. ગમે તેવી પણ સમાનતા સ્થાપવી એ સમાજવાદનો ઉદ્દેશ નથી. દરેક શહેરીને સમાન અવસર, સમાન તકો અને સમાન સુખાધિકારના ભોગવટાની સમાજવાદ ખાત્રી આપે છે એ સાચું પરંતુ સમાજવાદનું ધ્યેય (mission) એટલેથી બસ નથી થતું; સમાજવાદનું ખરું લક્ષ્ય તો સહકારદ્વારા ઉત્પન્ન અને વહેંચણીના આખા અર્થશાસ્ત્રની નવેસરથી રચના કરવાનું છે કે જેમાં ઉપર લખ્યા સર્વ હેતુઓ સિદ્ધ થાય; અને એક બાજુ બીરલા અને સાસુનો અને બીજી બાજુ અન્ન અને વસ્ત્ર વિના ટળવળતાં નિર્ધનો, એક બાજુ શ્રીમંતાઈની ટોચ અને બીજી બાજુ નિર્ધનતાની ઊંડી ખીણ, એવી જંગલી પરિસ્થિતિ મૂળમાંથી નષ્ટ થાય. સમાજના અર્થ-પ્રવાહની મૂળમાંથી શુદ્ધિ કરનારું પરમ રસાયન સમાજવાદ છે.

માનવજાતના ઇતિહાસથી અનભિજ્ઞ લોકોને અને માનવીના અંતરમાં રહેલા પ્રેરક ‘ દિવ્ય ’ માં અશ્રદ્ધા ધરાવનારને આ બધું દ્રષ્ટાની સ્વપ્નભોમ જેવું લાગશે; પણ જેને પોતાની ઉચ્ચત્તમ શક્તિઓમાં વિશ્વાસ છે, અંધારી ઘોર નિશામાં પણ આશાનો દિવડો જેમનો ટમટમે છે, અને માનવ સમાજના અંતિમ શુભ ભાવિમાં જેમને નિષ્ઠા છે, તેમને મન આ કશું અશક્ય નથી. મહાન કાર્યો લોકો માને છે તેટલાં બધાં મુશ્કેલ અને અસાધ્ય નથી હોતા એવી સામાન્ય અને લૌકિક શ્રદ્ધા ધરાવનારને માટે પણ આ વસ્તુ મુશ્કેલ નથી.

પણ તેમને પ્રશ્ન એ ઉઠે છે કે આ બધું કેમ થાય? આવી બહુજનહિતકારી નહિ પણ સર્વજનહિતકારી એવી સમાજરચના કોણ ન વાંછે? માત્ર નિર્ધનો જ આ નવી રચના વાંછે છે એમ નથી પણ સેંકડો સહૃદય શ્રીમંતો પણ આવી રચના વાંછે છે. કેમકે તેમને પોતાની શ્રીમંતાઈ કાંતો આજુબાજુના ગરીબોથી છુપાઈને ભોગવવી પડે છે, અથવા તો આજુબાજુની કમકમાવે તેવી નિર્ધનતા પ્રત્યે હૃદયને બુઠ્ઠું બનાવીને મસાણના લાડુની માફક પોતાની શ્રીમંતાઈ ભોગવવી પડે છે. બીજાના દુ:ખથી પીગળી જઈને સર્વ પરિત્યાગ કરવાની બુદ્ધિના જેવી તીવ્ર અનુકંપા બધા શ્રીમંતોમાં ક્યાંથી હોય? પણ કેટલાક સમજુ અને ચકોર શ્રીમંતોને સ્વાર્થ-દ્રષ્ટિએ વિચાર કરતાં પણ હવે સમજાવા માંડ્યું છે કે માણસનો સાચો વિકાસ સામાન્ય સમાજથી અલગ રાખનારી શ્રીમંતાઈની ક્વોરન્ટાઇનમાં (રોગીઓ માટેની છાવણી) નથી થતો; પરંતુ સર્વ-સમાજની સાથે ખભેખભા મીલાવીને વસવામાં અને સર્વના સુખ-દુ:ખની રસલ્હાણ સાથે ભોગવવામાં થાય છે. સરખે સરખામાં વસવામાં જ માણસની સાચી પ્રગતિ થઈ શકે છે. અને આવો 'સરખે સરખા' નો સુખી સમાજ થોડા મુઠ્ઠીભર માણસો પૂરતો મર્યાદિત ન બનતાં સર્વવ્યાપી બને એમાં સમાજવાદની સાર્થકતા છે.

આવો સમાજ કેમ બને તે સમજવા માટે ભૂતકાળમાં આવા પ્રયાસો કોણે કોણે કર્યા તેનો ઇતિહાસ પણ થોડો ઘણો જાણી લેવો જરૂરી છે; જે આ પછીના પ્રકરણમાં આપણે જોઈશું.

## પ્રકરણ ત્રીજું

## સમાજવાદનો ઇતિહાસ

**ભાવિના** સર્જનનો ખ્યાલ કરતી વખતે ભૂત અને વર્તમાનનું એક નિરીક્ષણ જરૂરી છે. ભૂત અને વર્તમાનથી કેવળ અલિપ્ત રહીને ભાવિના સર્જનનો ખ્યાલ કરવો એ સામાન્ય રીતે અશકયવત છે, કેમકે અનાદિ એવા કાળની દૃષ્ટિએ ભૂત, વર્તમાન અને ભાવિમાં લોકો દેખે અગર ન દેખે તો પણ સાતત્યની ચાલુ પરંપરા વહેતી હોય છે. આ દૃષ્ટિએ સમાજવાદી વિચારણાની આજ સુધીની ક્રમિક ખીલાવટ કેમ થઈ તેના ઇતિહાસની આછી ઝાંખી કરી લેવી આવશ્યક છે.

આ ઇતિહાસ જાણવા માટે મોટે ભાગે યુરોપિય લેખકો અને વિચારકોના પુસ્તકો ઉપર આપણે આધાર રાખવો પડે તેમ છે. હિંદુસ્તાનમાં સમાજવાદી વિચારણા અંગે કાંઈ સાહિત્ય છે કે કેમ અગર તો સમાજવાદ સ્થાપવા માટે કાંઈ પ્રયાસ થયા હતા કે કેમ તે જાણવામાં નથી. કોઈ ચુસ્ત સનાતની રાષ્ટ્રાભિમાનીની માફક એમ કહીને બેસી જઈએ કે 'બધું અમારા પુરાણોમાં કહેવાઈ ગયું છે. હિંદ માટે કશું નવું નથી.' તો જુદી વાત છે; પરંતુ હકીકતની દૃષ્ટિએ તેનો વ્યવસ્થિત પ્રયાસ થયો હોય તેમ જાણવામાં નથી. છતાં કોઈ પ્રાચીન હિંદુ સંસ્કૃતિના અભ્યાસી આ દિશામાં

કાંઈ અજવાળું પાડીને દર્શાવે તો આ લેખક પોતાના જ્ઞાનની પરિમિતતા સ્વીકારવા સદાય તૈયાર છે. હિંદુ સંસ્કૃતિ મુખ્યત્વે ધર્મપ્રધાન અને વ્યક્તિપ્રધાન હોવાથી તેમાં આત્મા અને મોક્ષ ઉપર વધુ ભાર મૂકવામાં આવ્યો છે; તેથી ઐહિક સંપત્તિની સમ-વ્હેંચણી સંબંધી તેના આચાર્યો અને વિચારકોનો ખ્યાલ ઓછો દોરાયો હોય તે સંભવિત છે; અથવા તો ગ્રામપ્રધાન સંસ્કૃતિને કારણે મૂડીનું કેન્દ્રીકરણ ન થયું હોય તેમજ મૂડીવાદની અનુષંગી એવી ગરીબાઈ અને બેકારી વ્યાપેલી ન હોવાથી હિંદમાં આ પ્રશ્ને તીવ્ર સ્વરૂપ ન પકડયું હોય તેવો સંભવ છે, પણ વિચાર એ હવા કરતાં પણ વધુ સૂક્ષ્મ અને વેગવાન વસ્તુ છે; અને કોઈ પણ મહાન વિચાર એ દરેક વૈજ્ઞાનિક શોધ માફક આંતરરાષ્ટ્રીય મિલકત બની જાય છે. કોઈ પણ દેશના સીમાડા વિચારના ફેલાવાને અટકાવી શકતા નથી. પણ એ વિચારની વ્યક્તિ અને પરિભાષા તે તે દેશના વિશિષ્ટ સંજોગોને અનુસરીને થાય છે, તેથી હિંદી સંસ્કૃતિમાં પણ 'પરિગ્રહ એ પાપ છે' 'દાન, ભોગ અને નાશ એ ધનની ત્રણ ગતિ છે' 'દાન કર્યા સિવાય જે ભોગવે છે તે ચોરીનું ધન ખાય છે' 'જે પોતાને માટે જ રાંધે છે તે ચોરીનું અન્ન ખાય છે' આવા નૈતિક સૂત્રોની હારમાળા ધર્મ પુસ્તકોમાં અને સંતોની અનુભવવાણીમાં ઠેર ઠેર વ્યક્ત થઈ છે.

સમાજવાદનો મૂળ વિચાર ગરીબ અને નિર્ધન લોકોની કંગાળિયતથી દ્રવી ઉઠેલા ભૂતદયાપ્રેમી ખ્રિસ્તી વિચારકો પાસેથી આવ્યો છે. તેમણે જોયું કે દાન અને સખાવત દ્વારા ગરીબ લોકોના દુઃખનું ક્ષણિક નિવારણ થઈ શકે છે, પરંતુ તેમાં ગરીબાઈના રોગનું કાયમી નિદાન નથી. રોગની જડ કાઢવા માટે કાંઈ બીજો જ ઉપાય હોવો જોઈએ એવી પ્રતિતિમાંથી નવા વિચારનો જન્મ થયો કે ઈશ્વરની સર્વ સંપત્તિ તેના સર્વ સંતાનો માટે હોવી જોઈએ, અને તેનો

જ્યાં ભંગ થાય છે ત્યાં ઇશ્વરી કાનૂનનો ભંગ થાય છે. આ પ્રાથમિક વિચાર બીજ ઉપર જુદા જુદા લેખકો અને વિચારકોએ પોતાના વિચાર વારિનું સિંચન કરીને આજના સમાજવાદને વિકસાવવામાં પોતાનો ફાળો આપ્યો છે અને બીજસ્વરૂપ વિચારને ચોક્કસ અને દૃઢ આકાર મળ્યો છે.

પરિણામે આજે સમાજવાદી વિચારશ્રેણી ફેબીયન સોશ્યાલીઝમ, ક્રિશ્ચીયન સોશ્યાલીઝમ, વૈજ્ઞાનિક સોશ્યાલીઝમ, હ્યુમેનીટેરીયન સોશ્યાલીઝમ, માર્ક્સીસ્ટ સોશ્યાલીઝમ, નેશનલ સોશ્યાલીઝમ ડેમોક્રેટીક સોશ્યાલીઝમ, સીન્ડીકાલીઝમ, કોમ્યુનીઝમ, બોલ્શેવિઝમ. એમ અનેક નામે અને સ્વરૂપે વ્યક્ત થાય છે. પરંતુ બધામાં મૂળગત સિદ્ધાંત એક જ છે. અને આ પુસ્તકનો હેતુ સમાજવાદને તેના કોઈ સાંપ્રદાયિક સ્વરૂપમાં રજૂ કરવાનો નથી પરંતુ તેનાં મૂળગત અને સર્વગ્રાહી સ્વરૂપેજ રજૂ કરવાનો છે. તેથી વિશિષ્ટ વિશેષણોવાળા સાંપ્રદાયિક સમાજવાદની ગલીકૂંચીઓમાં ન ઉતરતાં સમાજવાદના સર્વમાન્ય સ્વરૂપનીજ વિચારણા આ પુસ્તકમાં કરવામાં આવી છે.

સમાજવાદી વિચારની શરૂઆત સર થોમસ મૂરના પુસ્તક 'યુટોપિયા' (કલ્પિત સુખસૃષ્ટિ)થી થઈ કહેવાય. ઈ. સ. ૧૫૧૬ માં લખાયેલ આ પુસ્તકમાં સર થોમસ મૂરે આદર્શ રચના અને રાજ્ય વ્યવસ્થાની કાંઈક ઝાંખી પોતાની કલ્પના સૃષ્ટિ દ્વારા લોકોને કરાવી હતી. આ દૃષ્ટિએ સમાજવાદી વિચાર મૂડીવાદની સ્થાપના જેટલો જ જૂનો છે. એ જમાનામાં મૂડીવાદની હજી બેસતી બાદશાહી હતી. ઇંગ્લાંડનાં રાજાશાહી, જમીનદાર શાહીના આથમતા દિવસો હતા. આ કલ્પના સૃષ્ટિમાં એવા ભંડારોની સ્થાપના કરવામાં આવી હતી કે જેમાં લોકોએ ઉત્પન્ન કરેલો બધો માલ આવે અને લોકો પોતાની જરૂર પડે તેટલો માલ લઈ જાય. વિનીમયના સાધન તરીકે પૈસાને

બીલકુલ સ્થાન નહોતું; અને સોના રૂપાને એવી હલકી અને હીન ધાતુ ગણવામાં આવતી હતી કે તેનો ઉપયોગ થૂકદાની કે મળપાત્ર બનાવવામાં થતો. સર થોમસ મૂરે સોના રૂપાને જે હલકું સ્થાન આપ્યું હતું એજ વસ્તુ ચારસો વર્ષ પછી લેનીને પોતાની ઢબે એક સ્થળે કહેતા જણાવ્યું હતું કે સમાજવાદી સમાજ સોનારૂપાનો ઉપયોગ સંડાશની ફરસબંધીની શોભા વધારવા માટે અથવા તો બાળકોના રમકડાં માટે કરશે.

૧૬૪૦–૧૬૬૦ દરમ્યાન ઇંગ્લાંડમાં ખુનખાર આંતર વિગ્રહ થયો અને આખરે રાજા ચાર્લ્સને ફાંસી આપીને પાર્લામેન્ટે પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું. રાજશાહીના સીતમમાંથી મળેલ મુક્તિનો સૌએ જુદો જુદો અર્થ કર્યો. જમીનદારોએ પોતાના ઉપરના કરવેરા ઓછા કરવાની માગણી કરી. વેપારીઓએ વેપારની છૂટ માગી, મધ્યમવર્ગે ધાર્મિક સ્વતંત્રતા માગી; પણ આ વિગ્રહમાં તદ્દન ખુવાર થઈ ગયેલ ગરીબ વર્ગ જેમની પાસે કશું રહ્યું નહોતું તેમના આગેવાન તરીકે જીરાર્ડ વીન્સ્ટન્લી નામના માણસે સમાજવાદી વિચારની ઘોષણા કરી કે ઇંગ્લાંડની સરકાર હેઠળની બધી જમીન ઉપર ગરીબ માણસોને વાવેતર કરવાનો હક્ક હોવો જોઈએ. તે માત્ર આ વિચાર જાહેર કરીને અટક્યો નહિ પણ તેણે આ વિચારને સક્રિય અમલમાં મૂક્યો અને 'ડીગર્સ મુવમેન્ટ' તરીકે ઓળખાતી હિલચાલ ઉપાડી. અને સરે પરગણામાં આવેલ સેન્ટ-જ્યોર્જ ટેકરી ઉપર પોતાની મંડળીના માણસો સાથે જઈને ત્યાં કોદાળી પાવડા સાથે ખોદકામ અને વાવેતર કર્યું. પરંતુ આ હિલચાલના પ્રણેતાઓએ ધાર્યો હતો એટલો નવા જમાનાનો ઉદય નહોતો થયો. મૂડીવાદ પણ તેની પૂર્ણ કળાએ હજી વિકસ્યો નહોતો. તેથી આ આંદોલનને પ્રજાનો જોઈએ તેવો ટેકો નહોતો મળ્યો છતાં આ વસ્તુને સત્તાધારીઓ સાંખી લ્યે તેમ નહોતું તેમણે એક

લશ્કરી ટુકડી મોકલીને આ ખોદકામ અને વાવેતર કરનારાઓના કોદાળી પાવડા પડાવી લઈને તેમને કારાવાસમાં ધકેલી દીધા અને હિલચાલને દાબી દીધી.

અઢારમા સૈકામાં ઉદ્યોગ પૂર્ણ રીતે વિકસ્યો, નવી નવી યાંત્રિક શોધોને લીધે મોટા પાયા ઉપરના ઉદ્યોગોમાં મહત્વના ફેરફારો થયા. જ્યાં હાથ ઉદ્યોગમાં ૫ લાખ માણસો રોકાતા ત્યાં હવે યંત્રોમાં ૨૫૦૦ કામદારો બસ થઈ પડતા. મૂડીદારોએ આ પરિસ્થિતિનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. આ શોધોએ મૂડીદારો માટે નફાના ડુંગરા ખડકયા, પણ સાથેસાથ કામદારો માટે નિર્ધનતા અને લાચારીની ઊંડી ખીણ ખોદી. એ જમાનામાં કામદારો પાસે સોળથી અઢાર કલાક કામ લેવામાં આવતું. નાના બાળકો પાસે ચૌદ ચૌદ કલાક કામ લેવામાં આવતું. 'મરજી પડે તો કામ કર નહિતર તારી જગ્યાએ બીજા તારા ભાઈઓ સંખ્યાબંધ તૈયાર છે' એવી ધમકી હેઠળ ભૂખ-માર મહેનતાણું કામદારોને આપવામાં આવતું. જૂના જમાનાના ગુલામોની માફક કામ કરવાનું કામદારોને ફરજિયાત નહોતું; પરંતુ તેમની આ સ્વતંત્રતાનો અર્થ ભૂખમરો, બેકારી અને અસહાય લાચારી સિવાય બીજો કશો થતો નહોતો. કામદારોના લત્તાઓમાં નર્કથીયે બીહામણાં અને ગંદા ઘોલકા, કાળાં મેલાં અને ફાટયાં તૂટયાં વસ્ત્રો, ભૂખ્યાં, દીન અને નિસ્તેજ વદન એવા દેખાવો તો બહુ સામાન્ય થઈ પડયા હતા. આ વખતે સમાજવાદી હિલચાલના પ્રણેતા તરીકે સેન્ટ સાઈમન, ફોરીયર અને રોબર્ટ ઓવન એ ત્રણના નામો મુખ્ય છે; તેમાં પણ રોબર્ટ ઓવનની કારકીર્દીએ વધુ અગત્યનો ભાગ ભજવ્યો હતો.

ફીરસ્તા જેવા સ્વભાવનો રોબર્ટ ઓવન તદ્દન ગરીબીમાંથી આપબળે આગળ વધીને મોટી મીલનો ભાગીદાર બન્યો હતો; પરંતુ કામદારોની નિઃસીમ કરૂણાજનક હાલત જોઈને તેનું અનુકંપાશીલ હૈયું

દવી ઉઠયું; અને કામદારોને પણ સારા વાતાવરણમાં અને અને સારા સંજોગોમાં મૂકવામાં આવે તો તેઓ પણ સારા નાગરિકો બનીને રાષ્ટ્રની દોલતમાં વધારો કરી શકે છે એ વિચારો તેણે પ્રતિપાદન કર્યા. પ્રતિપાદન કર્યા એટલું જ નહિ પણ તેણે પોતાની મીલથી તેની શરૂઆત કરી. કામદારોના પગાર વધાર્યા, તેમને રહેવા માટે સારા મકાનો આપ્યા, બીજી મીલો કરતાં કામના કલાકો ઘટાડયા. તેના પ્રયોગોમાં તેને ધાર્યા કરતાં ઘણી વધુ સફળતા મળી. તેણે 'ન્યુ વ્યુ ઓફ સોસાયટી' અને 'ન્યુ મોરલ વર્ડ' એ નામના પુસ્તકો લખીને મૂડીવાદી સમાજને નવું દ્રષ્ટિબિંદુ આપ્યું. માનવ સ્વભાવની શુભનિષ્ટામાં અતિશય શ્રદ્ધાવાન એવા રોબર્ટ ઓવને રૂશિયાના ઝાર, રાણી વિકટોરીયાના પિતા, ડયુક ઓફ કેન્ટ, ઈંગ્લાંડના વડાપ્રધાન એ બધા ઉપર મોટી મોટી યાદીઓ લખીને કામદારોના કામના કલાક ઘટાડીને તેમનું મહેનતાણું વધારવાના કાયદાઓ કરવાની વિનતિ કરી. પોતે મીલમાલેક હોવા છતાં કામદારો માટે કાર્ય કરવા તૈયાર થાય છે તો બીજા મૂડીદારો પણ પોતાના હિતના ભોગે કામદારોનું હિત કેમ ન સુધારે એ શુભાશયી વિચારથી પ્રેરાઈને તેણે કરેલી અપીલોનો કશો જવાબ ન મળ્યો. પણ રોબર્ટ ઓવન તેના જમાનાથી ઘણો આગળ છતાં કામદારોને સામાજીક ક્રાન્તિના સાધનો તરીકે તે કદી સ્વીકારતો નહિ. શુભાશયી મૂડીવાદ (benevolent Capitalism)ની મર્યાદામાં રહીને કામદારો માટે બની શકે તે બધું કરવાની તેની તૈયારી હતી. જ્યારે જુદી જુદી સરકારોએ તેને દાદ ન આપી ત્યારે તેણે પોતે જાતે બેકારો માટે ઔદ્યોગિક અને ખેતી સંસ્થાનો ઊભા કર્યા. તેણે અમેરિકામાં પણ વાબાશ નદીને કાંઠે હાર્મની (harmony) કોલોની, ઈંગ્લાંડમાં હેમ્પશાયર ખાતે હાર્મની હોલ સ્થાપ્યા. જ્યાં સહકારથી સામુદાયિક ખેતી અને ઉદ્યોગો શરૂ કર્યા. આ પ્રવૃત્તિ નફાને ધોરણે નહોતી

ચાલતી. અને ઓવને પોતાની અઢળક દોલત આ સંસ્થાનોને ખીલ-વવા પાછળ ખર્ચી; પણ તેને સફળતા મળી નહિ. માણસોની અંદરો અંદરની તકરારો, કુસંપ, ગેરવહિવટ, સહિષ્ણુતા અને સહકારી વૃત્તિની ખામી વગેરે કારણોને લીધે બીજા નફા માટે ચાલતા કારખાનાઓની હરિફાઈમાં આ સંસ્થાનો ખીલી શકયા નહિ. છતાં તેના પ્રયાસોએ સમાજવાદી વિચાર શ્રેણીને ઘણો વેગ આપ્યો. અને સાથોસાથ એમ પણ પૂરવાર કર્યું કે જ્યાં સુધી આખી સમાજરચના ન ફરે ત્યાં સુધી કોઈ એકલ દોકલ ઉદ્યોગપતિ ગમે તેવો શુભાશયી હોય તો પણ તે કામદારોના હિત માટે ધરમૂળના ફેરફારો ન કરી શકે, અને કરે તો તે કાયમ ન ટકી શકે.

પણ આ બધી કાચી, અપકવ અને શુભાશયથી પ્રેરિત થયેલી વિચાર શ્રેણીને ચોક્કસ અને વૈજ્ઞાનિક સ્વરૂપ આપ્યું જર્મન વિદ્વાન કાર્લમાર્કસે. જીવનભરના વિદ્યા વ્યાસંગી એવા કાર્લમાર્કસે પોતાના પુષ્કળ મનન, ચિંતન અને અભ્યાસને પરિણામે દુનિયાને ‘ડાસ કેપીટલ’ નામનું ચિરંજીવ પુસ્તક આપ્યું; જેને શ્રમજીવીઓનું ‘બાઈબલ’ ઘણીવાર કહેવામાં આવે છે. સમાજવાદમાં આજે ઘણા પેટા ભેદો છે; પરંતુ માર્કસના અનુયાયીઓ માર્કસે બોધેલા સમાજવાદને જ સાચો અને વૈજ્ઞાનિક સમાજવાદ ગણે છે. આ દાવો જો કે અતિ-શયોક્તિ ભર્યો ગણાય છતાં એટલું સાચું છે કે માર્કસે સમાજવાદનું નિરૂપણ જે ચોક્કસ અને વૈજ્ઞાનિક ઢબે કર્યું છે તેવું નિરૂપણ બીજા કોઈએ કર્યું નથી. માર્કસના શિષ્ય અને સાથીદાર સમા ફ્રેડરિક એન્જલ્સે પણ ‘Socialism, Scientific and Utopian’ (સમાજવાદઃ તેનો આદર્શ અને વિજ્ઞાન) એ પુસ્તક દ્વારા માર્કસની વિચારશ્રેણીને વધુ સરળ અને ગમ્ય બનાવી છે.

૧૮૮૧માં ઇંગ્લાંડમાં માર્કસના ધોરણે નહિ પણ કંઇક અંશે વિનીત એવી સમાજવાદી હિલચાલ જેને ફેબીયન પ્રવૃત્તિ કહેવામાં

આવે છે તે ઉપાડવામાં આવી. આ હિલચાલ મજૂરોની ક્રાન્તિ કે બળવાને બદલે ધીમા ધીમા બંધારણીય પરિવર્તન દ્વારા સમાજવાદને સ્થાપવામાં માનતી હતી. બર્નાડ શૉ, સીડની વેબ એ તેના મુખ્ય કાર્યકરો હતા.

આ બધો ફાળો તો વિચારોના ક્ષેત્રમાં હતો, પરંતુ દુનિયાને ચકીત કરી નાખે તેવું કાર્ય પ્રદેશમાં તેનું આચરણ કરવાનું માન રશિયા લઈ જાય છે. ઝારના જુલમથી બેજાર બનેલી રશિયન પ્રજામાં ક્રાન્તિનો જવાળામુખી ફાટયો, અને કાર્લ માકર્સે જે બોધ્યું હતું તે લેનીને આચરણમાં ઉતારીને દુનિયામાં પ્રથમ સમાજવાદી પ્રજાસત્તાક રાજ્યની ૧૯૧૮ માં સ્થાપના કરી. જેના ગર્ભમાં અનેક શકયતાઓ ભરી હતી એવા આ મહાન ઉલ્કાપાતને જગતની બધી પ્રજાઓ જોઈ રહી. અને તેના પૂર રખેને પોતાને ત્યાં આવે એ ભયે રશિયાને એકાકી અને અસ્પૃશ્ય ગણવાના પ્રયાસો થયા. આશ્ચર્યની વાત તો એ છે કે સમાજવાદ સ્થાપવા માટેના બધા પકવ સંજોગો અને ઉદ્યોગોનું વાતાવરણ જર્મનીમાં હતું છતાં આ ક્રાન્તિ જર્મનીમાં થવાને બદલે રશિયામાં થઈ; કે જ્યાં રાજાશાહી અને સમાજવાદ એ બેની વચ્ચેની ભૂમિકા જેવા મૂડીવાદનો વિકાસ પૂરો ન હોતો થયો, બીજા દેશોમાં રાજાશાહી અને જમીનદારશાહી નષ્ટ થયા પછી મૂડીવાદનો ઉદય થયો અને પછી સમાજવાદનો ઉગમ થાય એ ક્રિયા ચાલે છે; પરંતુ ખેતીપ્રધાન રશિયાએ વચ્ચેનું પગથિયું જ ઉરાડી નાખ્યું. અને ખેતી અને ઉદ્યોગોનું વર્ધન, વિકાસ અને સ્થાપના સમાજવાદી ધોરણે કરવાના પ્રથમ પગરણ દુનિયાના ઇતિહાસમાં નાખ્યા.

બીજા દેશોમાં સંપૂર્ણ સમાજવાદ નથી સ્થપાયો છતાં સમાજવાદી કહી શકાય તેવા પગલાં એક નહિ તો બીજા સ્વરૂપે દરેક રાજ્યને લેવા પડયા છેઃ ઇલેકટ્રીસીટી, બસ મોટર વાહન, દુગ્ધાલય, રેલ્વેઓ,

મકાનો એવી ઘણી પ્રવૃત્તિઓ આજ યુરોપના રાજ્યોમાં મ્યુનીસી-પાલીટીઓ ચલાવે છે; કે જેમાં ખાનગી મૂડી કે નફાનો હેતુ નથી હોતો; પણ જાહેર સેવા માટે જ તે ચલાવવામાં આવે છે. માણસ મરી જાય ત્યારે તેની મિલકતમાંથી અર્ધી મિલકત સરકાર લઈ લ્યે એવો વારસાવેરો ઇંગ્લાંડમાં છે, અમુક આવકથી વધુ પ્રમાણમાં જેની આવક થાય તેના ૭૦ ટકાથી વધુ સરકાર લઈ લ્યે એવો ધંધાવેરો અમેરિકામાં છે; આ બધામાં સમાજવાદી વિચારનું બીજ રહેલું છે. સ્પેનમાં તો રીતસરની સમાજવાદી સરકાર સ્થપાણી હતી જે સ્પેનના છેલ્લા આંતરવિગ્રહમાં પરાસ્ત થઈ. ચીનમાં કોમ્યુની-સ્ટોની અને રશિયાની જબ્બર અસર છે. જર્મનીનો હિટલર પણ પોતાને 'નેશનલ સોશ્યાલીસ્ટ' (રાષ્ટ્રીય સમાજવાદી) તરીકે કહેવરાવે છે, અને 'નાઝી' શબ્દ એ પણ 'નેશનલ સોશ્યાલીસ્ટ વર્કર્સ પાર્ટી'ની ટૂંકાક્ષરી છે.

મહાત્મા ગાંધીજી પોતાને સમાજવાદી અગર સામ્યવાદી કહેવરા-વતા નથી; કદાચ કહે છે તો તેની પાછળનો અર્થ તેમનો પોતાનો હોય છે. તેમણે દક્ષિણ આફ્રીકામાં ટોલ્સ્ટોય ફાર્મ અને હિંદમાં અમદાવાદમાં સાબરમતી સત્યાગ્રહાશ્રમ સ્થાપ્યો, તેની પાછળનો હેતુ પ્રધાનતઃ નૈતિક અને ભાવનાશીલ હતો, મનનો વિકાસ કરીશું, હૃદયને ઉદાત બનાવીશું તો આર્થિક સુવ્યવસ્થા તો આપોઆપ આવી રહેશે એમ માનતા મહાત્મા ગાંધીજીના આશ્રમ પ્રયોગોમાં સમાજવાદની ભૂમિકા જેવી સમાનતાનો સ્વીકાર હતો. બધા આશ્રમવાસીઓએ શક્તિ અનુસાર આઠ કલાક કામ કરવું એ ફરજિ-યાત હતું. અને બદલામાં દરેકને વ્યક્તિ દીઠ માસિક બાર રૂપિયા પ્રમાણે વળતર મળતું અથવા ખોરાક અને વસ્ત્રોની જરૂરિયાત પ્રમાણે સગવડ થતી. અને કોઈ કામને ઉચ્ચ અને કોઈ કામ હલકું એવા ભેદોનો સ્વીકાર કરવામાં નહોતો આવતો. પણ આ આશ્રમોની

સ્થાપનાનો હેતુ મુખ્યત્વે આધ્યાત્મિક પ્રયોગોનો હોવાથી સમાજ-વાદી વિચારશ્રેણીની દૃષ્ટિએ કહી શકાય તેવું ખાસ માર્ગદર્શન તેમાંથી નથી મળી શકતું.

સમાજવાદના વિચાર પ્રવાહનો આટલો પ્રાથમિક ખ્યાલ આપ્યા પછી સમાજવાદનો બીજા પ્રશ્નો સાથેનો સંબંધ અને તેના ભેદો વિષે હવે વિચારીશું.

ફ્રાંસમાં ૧૭૭૨ માં એફ. સી. ફોરીયર અને ૧૮૪૮ માં પ્રૌધોને કરેલા અર્ધ સમાજવાદી પ્રયાસો, જર્મનીમાં ૧૮૨૫ માં ફર્ડીનાન્ડ લેસેલે અર્ધ માર્કસીકન સિદ્ધાંતો પર સમાજવાદી પક્ષની કરેલી સ્થાપના, કાર્લમાકર્સે કરેલો તેનો સજ્જડ વિરોધ, માકર્સે કરેલ ઇન્ટરનેશનલ (આંતરરરાષ્ટ્રીય કામદાર સંઘ)ની સ્થાપના, બીજી ઇન્ટરનેશનલ અને ત્રીજી ઇન્ટરનેશનલના ઝઘડા, સમાજવાદીઓ અને સામ્યવાદીઓના ઘર્ષણો અને આ બેની વચમાં રહેલા સ્વતંત્ર સમાજવાદીઓએ ૧૯૨૨માં કરેલી અઢી-ઇન્ટરનેશનલ (two and a half international) વગેરેનો લાંબો, કલહપૂર્ણ છતાં રસપ્રદ ઇતિહાસ અત્રે આપવા બેસીએ તો તેના વિષે જ આખું પુસ્તક થઈ જાય; અને સમાજવાદને તેના પથ્ય અને લોકગમ્ય સ્વરૂપમાં રજૂ કરવાનો આશય બર ન આવે. તેથી માત્ર નિર્દેશ સિવાય તે સંબંધી વધુ વિગતોમાં ઊતરવું અત્રે શક્ય નથી.

## પ્રકરણ ચોથું

### સમાજવાદ અને સામ્યવાદ

**સ**માજવાદ અને સામ્યવાદ એ બે શબ્દોનો ઉપયોગ ઘણી વાર અરસપરસના પર્યાયવાચક તરીકે લોકો કરે છે; અને કોઈ વાર એ બન્ને શબ્દો એક બીજાના વિરોધી છે એવી ભ્રમણા લોકો સેવે છે. રાજકારણમાં અને જાહેર જીવનમાં સમાજવાદીને સાંખી લેવામાં આવે છે, પણ સામ્યવાદીથી લોકો સરકાર અને ઘણી જાહેર સંસ્થાઓ ખૂબ ભડકતી દેખાય છે. આની પાછળનું કારણ સમાજવાદ અને સામ્યવાદ શું છે તેની માહિતીનો અભાવ છે. રાજકારણમાં સામ્યવાદી વિચારશ્રેણી વધુ ઉગ્ર તેમ જ સામ્યવાદીઓના આચરણ વધુ આગ્રહી અને ઉદ્દામ હોવાથી અને સામ્યવાદની પાછળ રશિયાની પ્રચંડ અને હિંસક ક્રાન્તિની ઉષ્મા રહેલી હોવાથી લોકો ખાસ કરીને ભદ્ર લોકો–તેનાથી ખૂબ ગભરાય છે. અને કોઈ માણસ સામ્યવાદી હોય એટલે તેની સામે સરકારને ગમે તે પગલાં લેવાનો અને પ્રતિબંધ મૂકવાનો ઇજારો છે એમ તે લોકો માની બેઠા છે. પણ લોકોનો ભ્રમ, સરકારની ભડક અને ભદ્ર લોકોની સૂગની દૃષ્ટિ બાજુ રાખીને નૂતન સમાજ રચનાના શાસ્ત્રમાં આ બન્ને શબ્દોનો શો અર્થ અને ઉપયોગ થાય છે, એટલું જ અત્રે વિચારશું.

સામાન્ય રીતે સમાજવાદ અને સામ્યવાદના અંતર્ગત હેતુમાં અને સિદ્ધાંતમાં ફરક નથી. પણ કાર્ય પદ્ધતિમાં અમલી સ્વરૂપમાં ફેરફાર છે ખરો. સામ્યવાદીઓ સમાજવાદીને વિનીત માને છે; અને સામ્યવાદ એ નૂતન સમાજરચનાનું આખરી પગલું છે; જ્યારે સમાજવાદ એ મધ્યમ પગલું છે એમ કહે છે. પરંતુ આ બન્ને વચ્ચેના ભેદો કાર્યપદ્ધતિને લીધે વધુ તરવરે છે, બાકી સૈદ્ધાંતિક દૃષ્ટિએ તેમાં ભેદ નથી. કોઈ પણ સામ્યવાદી સમાજવાદમાં ન માને એ બની જ શકે નહિ. ફક્ત બન્નેમાં માત્રાનો થોડો ઘણો ફરક છે.

સામ્યવાદ જેને કોમ્યુનીઝમ તરીકે ઓળખાવવામાં આવે છે, તેનો શબ્દાર્થ તો એટલો જ થાય છે કે બધી મિલકત ઉપર સાર્વજનિક માલેકી હોવી તે. પરંતુ ખરી રીતે તેની પાછળ રાજ્યતંત્ર, પ્રજા પ્રજાની મિલકત વગેરેની સુવ્યવસ્થાની યોજના છે, કે જેનાથી માનવીનો સાર્વત્રિક વિકાસ શકય બને. અને દરેક માણસ પરસ્પર ઘર્ષણ વિના, શોષણ વિના સહકારથી જીવી શકે અને દુનિયાના સુખ અને આનંદનો પરમ ઉપભોગ કરે. પરંતુ આ સિદ્ધ કરવા માટે કેટલેક સ્થળે જે ઉપાયો લેવામાં આવ્યા છે, ભદ્રલોકો (બુર્ઝવા)ને જે ત્રાસ સહન કરવો પડયો છે. તેથી સામ્યવાદીઓ જરા અળખામણા થઇ પડયા છે.

સમાજવાદ અને સામ્યવાદના હેતુ અને આદર્શમાં આટલું સામ્ય છે તો પછી બે નામોનો જુદો ઉપયોગ શા માટે એમ કોઈને પ્રશ્ન થાય? સામાન્ય રીતે સમાજવાદને બે શબ્દોમાં કહેવો હોય તો એટલું કહી શકાય કે ઉત્પન્ન અને વહેંચણીનું નૂતન અર્થશાસ્ત્ર. અત્યારના અર્થશાસ્ત્રની અસમાનતા અને વિષમતા આપણે નજરે જોઈએ છીએ. તેમાં જેને જરૂર હોય તેને એક રોટી પણ મળતી નથી, જ્યારે બીજો જેને જરૂર નથી તેને ત્યાં અપચો થાય એટલા

ટગલા થાય છે. ત્યારે આ પરિસ્થિતિને મીટાવીને સૌને પોતાની જરૂરિયાત જેટલું સાર્વજનિક સંપતિમાંથી મળે, અને સૌ પોતાની શક્તિ અનુસાર ઉત્પન્નમાં ફાળો આપે. લેનીને અને સ્ટેલીને સામ્યવા-વાદની આ વ્યાખ્યા કરી છે. અને સમાજવાદની વ્યાખ્યા એ કરી છે કે દરેકને પોતાની જરૂરિયાત જેટલું નહિ પણ દરેક ઉત્પન્નમાં જેટલો ફાળો આપે તેટલા પ્રમાણમાં તેને મળે, અને દરેક પોતાની શક્તિ અનુસાર ઉત્પન્નમાં ફાળો આપે. સમાજવાદ અને સામ્યવાદનો ભેદ દર્શાવતા પ્રચલિત શબ્દો આ રહ્યાઃ

To each according to his capacity and from each according to his ability i. e. socialism.

To each according to his need and from each according to his ability i. e. communism.

આમ બન્નેનો હેતુ અને આદર્શ એક હોવા છતાં પગથિયાં ભેદ છે. આમ બન્નેમાં તાત્વિક ભેદો નથી; આચાર ભેદો અને ઝઘડા માટેના ભેદો છે ખરા; પરંતુ નૂતન સમાજરચનાની શકયતા વિષેની વિચારણામાં આ ભેદો વિષેની ઝીણવટભરી ચર્ચા બીનજરૂરી છે.

પ્રકરણ પાંચમું

## સમાજવાદ અને ગાંધીવાદનો સમન્વય

**સમાજવાદનો** વિચાર કરતી વખતે હિંદમાં રહેતા કોઈપણ માણસને ગાંધીવાદનો વિચાર આવ્યા વગર ભાગ્યે જ રહે. જો કે મહાત્મા ગાંધીજી ગાંધીવાદ જેવો કોઈ વાદ હોવાનો સાફ ઈન્કાર કરે છે; અને પોતે કશું જ નવું નથી કર્યું, પણ સનાતન આદર્શોને હિંદની ભૂમિ અને સંજોગોને લાગુ પાડીને હિંદની ગરીબ જનતાની સેવા કરવાનો પ્રયાસ કર્યો છે એમ કહે છે. ૧૯૩૦ની ઇરવીન–ગાંધી સંધી પછી ક્રાન્તિવીર સરદાર ભગતસિંહને સરકારે ફાંસી આપ્યાથી હિંદમાં વાતાવરણ અત્યંત ક્ષુબ્ધ થઈ ગયેલું. અને ત્યાર પછી કરાંચીમાં મળેલી મહાસભા પ્રસંગે કેટલાક ઉશ્કેરાયેલા યુવકોએ ગાંધીજીના આગમન પ્રસંગે ગાંધીવાદનો નાશ હો' એવા પોકારથી તેમનો સત્કાર કરેલો. આ પ્રસંગને અનુલક્ષીને મહાત્મા ગાંધીએ મહાસભા સમક્ષ પોતાની લાક્ષણિક ઢબે કહ્યું હતું કે 'વાસ્તવમાં ગાંધીવાદ જેવી કોઈ ચીજ નથી; પરંતુ છતાંએ તમે ગાંધીવાદનો નાશ હો એમ પોકારો છો તો હું કહું છું કે ગાંધી મરશે પણ ગાંધીવાદનો નાશ કદી નહિ થાય. કેમકે ગાંધીવાદનો નાશ એટલે સત્યનો નાશ, ગાંધીવાદનો નાશ એટલે દરિદ્રનારાયણનો નાશ, ઈશ્વરનો નાશ, પણ સત્યનો કે ઈશ્વરનો કદી નાશ થતો નથી; તેથી ગાંધીવાદનો પણ નાશ કદી નહિ થાય.'

આ વચનો સાચાં હોવા છતાં વ્યાપ્તિથી ભરેલાં છે. તેથી તેને બાજુએ રાખીને વિચાર કરીએ તો જણાશે કે ખાદી, રેંટિયો, હાથ ઉદ્યોગ, યંત્રો પ્રત્યેની અરૂચિ, ગ્રામ પ્રધાન જીવન વગેરે કેટલીક વિશિષ્ટ વસ્તુઓ ગાંધીજીએ બોધી છે, તેને લોકો ગાંધીવાદમાં ગણે છે. હિંદુસ્તાનના વિશિષ્ટ સંજોગોમાં મહાત્માજીએ સૂચવેલા આ ઉપાયોએ દેશની ઘણી કિંમતી સેવા કરી છે, તેમાં કોઈને ભાગ્યેજ બે મત હોઈ શકે, પણ છતાં સમાજરચનાના મૂળમાં જે સડો છે તેને દૂર કરવામાં આ ઉપાયો કારગત નથી નીવડયા. વચગાળાના પગલાં તરીકે, થીગડાં તરીકે તેની ગમે તેટલી ઉપયોગિતા હોય પરંતુ આખરી નવસર્જનની દૃષ્ટિએ—મૂળગત સુધારણાની દૃષ્ટિએ ખાદી રેંટિયો વગેરે સાધનોની મર્યાદા છે.

મનને સુધારો તો આખું જગત સુધરશે એમ માનતા હિંદના પ્રાચીન સંતોની માફક મહાત્મા ગાંધી પણ કહે છે કે કુબેરના ધન ભંડાર હશે છતાં જો તમે હૃદયની શુદ્ધિ પ્રાપ્ત નહિ કરી હોય તો એ બધો બોજ છે. વ્યક્તિ પૂરતું આ સાચું કહી શકાય, પરંતુ આખા સમાજ જીવનની જ્યાં વ્યવસ્થા કરવી હોય ત્યાં તેના અર્થ જીવન પ્રત્યે ઉદાસીન ન રહેવાય, તેમજ અર્થજીવન અથવા તો માણસની ઐહિક સંપત્તિ આટલી જ હોવી જોઈએ એમ મર્યાદા બાંધી દેવી એ બરાબર નથી. સાદું સરળ અને ઓછી જરૂરિયાતવાળા જીવનની હિમાયત કરતા મહાત્માજી દરેક વ્યક્તિ કે સમાજના આધ્યાત્મિક પુરુષાર્થની કશી મર્યાદા બાંધવા માંગતા નથી. પરંતુ વ્યક્તિ કે સમાજની સ્થૂલ સંપત્તિ મર્યાદિત હોવી જોઈએ એમ માને છે. અહીં સમાજવાદ તેનો સ્પષ્ટ વિરોધ કરે છે. સહકારથી અઢળક સંપત્તિ ઉત્પન્ન થઈ શકતી હોય અને તેની સમવ્હેંચણીથી બધાને સુઘડ ઘરો, વિજળી, ડામરના રસ્તા, ઉદ્યાનોવિહારો, સ્નાનગૃહો, ક્રિડાંગણો અને જીવનની અદ્યતન

સુખ સગવડો મળી શકતી હોય છતાં માણસ પાસે આઠ કલાક રેંટિયો કંતાવીને તેને માત્ર રોટી અને વસ્ત્ર જ મળે એવો આદર્શ શા માટે? સમાજવાદ ગરીબીને આદર્શ ગણતો નથી. ગરીબીને એક શ્રાપ ગણે છે; અથવા તો વર્તમાન સમાજવ્યવસ્થાનો એક રોગ ગણે છે. સૈકાઓથી દાન કરવું એ એક મોટો સદ્‌ગુણ ગણાયો છે, અને તે સંજોગોમાં હતો પણ ખરો. પરંતુ સમાજવાદ તો એ પરિસ્થિતિ જ મીટાવવા માગે છે કે જેમાં એક વ્યક્તિ દાન દઈ શકે એટલી શ્રીમંત હોય અને સાથેસાથ બીજી વ્યક્તિ દાન લેવા જેટલી લાચાર અને દીન હોય.

આમ માણસ અને સમાજની સ્થૂળ જરૂરિયાતો વિષે ગાંધીવાદ અને સમાજવાદ વચ્ચે મોટો તફાવત હોવાથી બન્નેની યંત્રો વિષેની દ્રષ્ટિમાં પણ ફરક પડયો છે. ગાંધીજી યંત્રોની આવશ્યકતા સ્વીકારતા નથી; ઊલટું તેના અનિષ્ટો જોઈને બને તો તેનો વિનાશ કરવા ઇચ્છે. જ્યારે સમાજવાદ યંત્રોના અનિષ્ટો સ્વીકારે છે, પણ તેના કારણોમાં મૂડીવાદ અને ખાનગી માલિકી છે એમ માને છે; તેથી આ કારણો દૂર કરીને યંત્રોને માનવ જીવનની સુખ સગવડો વધારનારા સાધનો તરીકે વાપરવા માગે છે; કે જેથી દરેકે દરેક વ્યક્તિને જોઈતી જરૂરિયાતો પૂરતા પ્રમાણમાં મળી રહે. યંત્રો વગરના જમાનામાં રેશમ કે એવા ઝીણા વસ્ત્રો તો રાજા બાદશાહો કે અમીરોજ વાપરી શકતા. જ્યારે આજે યંત્રોને પ્રતાપે આ વસ્તુ ગમે તે ગરીબને પણ લભ્ય થઈ શકે છે. વિજળી અને બીજી વૈજ્ઞાનિક શોધોને પરિણામે અગાઉ જે વસ્તુઓ માત્ર ગણી ગાંઠી વ્યક્તિઓનો જ ઈજારો ગણાતો; તે આજે સર્વ કોઈ વાપરી શકે છે. છાપખાના નહોતા ત્યારે કિંમતી પુસ્તકોની હસ્ત લિખિત પ્રતો ઉપર લોકોને પોતાના જ્ઞાનવર્ધન માટે આધાર રાખવો પડતો; અને જે ઘણી દુર્લભ હતી. જ્યારે આજે છાપ-ખાનાના યંત્રોને લીધે સર્વ કોઈને ગમે તેવા કિંમતી પુસ્તકો પણ

સહેલાઈથી લભ્ય બને છે. કુ. જ્યુતિકા રોય, સ્વ. પંડિત વિષ્ણુ-દિગંબર કે બીજા કોઈ સંગીતાચાર્યને આજે સામાન્યમાં સામાન્ય માણસ પણ રેડિયો કે ગ્રામોફોન ઉપર સાંભળી શકે છે. મહાત્મા ગાંધી કવિવર ટાગોર કે શ્રી રાધાકૃષ્ણન સર્વપલ્લી જેવાના સંદેશા દુનિયાને બીજે છેડે બેઠેલો માણસ પણ રેડિયો ઉપર સાંભળે છે અને જગત સાથે પોતાની એકતા અનુભવે છે. એથી શું ? તેથી જગતની સંસ્કારિતા કેટલી વધી ? એમ કહીને સૈકાઓના વિજ્ઞાનવીરોના આ પુરુષાર્થને ઉપેક્ષવાની જરૂર નથી. જેમ કેટલાક વૈજ્ઞાનિકો જડ અને દૃશ્ય જગત સિવાય બીજું કશું સ્વીકારવાની ના પાડે છે, અને બાકીનું બધું કલ્પના અથવા તો અજ્ઞેયવાદ ( mysticism ) તરીકે ગણી કાઢે છે, તેમ ઘણીવાર મહાન ચિંતકો અને ફીલસુફો આ દ્રશ્ય અને જડ જગતને મિથ્યા ગણીને તેની સુધારણા પ્રત્યે ઉપેક્ષા સેવે છે. પોતપોતાની ઊંચી કક્ષાએ બેઠેલા આ બંને સાપેક્ષ દૃષ્ટિએ સાચા હશે; પરંતુ આ બન્નેની વચલી કક્ષાએ ઉભેલો સામાન્ય માણસ બન્નેમાંથી એકની પણ ઉપેક્ષા નથી કરી શકતો. તેને તો બન્નેની જરૂર છે, બન્નેના શુભ સમન્વયની જરૂર છે

ગાંધીજી ઘણીવાર કહે છે કે માણસના જીવનના બીજા પુરુષાર્થના દ્વાર ખુલ્લાં હોય તેમ ધનનો પુરૂષાર્થ પણ માણસ કરે તો તેને શા માટે રોકવો ? આથી તેઓ ધનિકોને ધનના ટ્રસ્ટી (વાલી) થવાનું કહે છે. મહાત્મા ગાંધી હંમેશા રૂઢ અને પ્રચલિત શબ્દો વાપરવાનું પસંદ કરે છે. પરંતુ તેનો અર્થ પોતાની રીતે કરે છે. એટલે મહાત્મા ગાંધીજીની વ્યાખ્યા પ્રમાણેનો જો કોઈ ધનિક ટ્રસ્ટી બને તો તેની સામે કટ્ટરમાં કટ્ટર સમાજવાદીને પણ વાંધો ન હોઈ શકે; કેમકે પછી તે ધનિક ધનિક નહિ રહે. ધનિક અને ટ્રસ્ટી બન્ને શબ્દો અસંગત બની જશે. પણ કોઈ ધનિક આવો ટ્રસ્ટી બની શકે તે અસંભવિત છે. કેમકે માણસ જો

ખરેખર ટ્રસ્ટી બનવા જાય તો તે ધનિક રહી શકે નહિ. કેમકે પછી ઉદ્યોગ કે ધંધો ચલાવવાનો તેનો હેતુ અંગત સ્વાર્થ, નફો નહિ પણ લોકહિત હશે; સાચા ટ્રસ્ટી તરીકે તે મજૂરોનું શોષણ નહિ કરી શકે. સામે નજર સમક્ષ હજારો મજૂરોનાં બાળકો દૂધ વિના વસ્ત્ર વિના ટળવળતાં હોય અને તે જોતાં છતાં આવો ટ્રસ્ટી નફો જમે કરીને અથવા તો પોતાના ઉપયોગ માટે બંગલાઓ ખડકવાનું પ્રામાણિકપણે કેમ કરી શકે ? છતાં જો કરે તો તે ટ્રસ્ટી શબ્દનો ઉપહાસ હશે અને એક મોટી આત્મવંચના હશે. શોષણના પાયા ઉપર રચાયેલો પોતાનો ધંધો ચાલુ રાખવો, નફો વધાર્યા કરવો અને પછી એકઠી થયેલી અઢળક દોલતના ટ્રસ્ટી બનીને તેને દાનપુણ્ય અને લોકહિતાર્થે વાપરવી; ફંડફાળા આપીને લોકશિક્ષણ અને જાહેર પ્રવૃત્તિઓને વેગ આપવો આવું કેટલાક શ્રીમંતો કરે છે ખરા. વર્તમાન સમાજમાં જ્યાં માણસોની બધી પ્રવૃત્તિનો આદિ અને અંત અંગત મોજશોખ અને વૈભવ હોય છે ત્યાં આટલું પણ કરનારા શુભાશયી શ્રીમંતોને ખરેખર ધન્યવાદ ઘટે છે; તેઓ લોકોના દુઃખનો થોડો ભાર અવશ્ય હળવો કરે છે. તેમ પોતાના મનને પણ તેઓ સાંત્વન આપી શકે છે. પરંતુ તેથી તેઓ ટ્રસ્ટી બન્યા છે એમ નહિ કહી શકાય. કેમકે એક બાજુ શોષણ અને નફાખોરીની વૃત્તિ ચાલુ રાખવી અને બીજી બાજુ ટ્રસ્ટી ભાવ રાખવો એ અસંગત વસ્તુ છે. માણસ કદાચ ખરેખર ઇચ્છે તો પણ શોષણ અને નફાખોરીની પ્રવૃત્તિ તેનો જે સ્વભાવ ઘડે છે, તેના લોહીમાં અને મનમાં જે તત્વો પૂરે છે, તેથી વિરૂદ્ધ જઈ શકતો નથી. તેથી જ મહાત્મા ગાંધીના નિકટ સહવાસમાં રહેનારા ધનાઢયોમાંથી પણ કોઈએ મહાત્મા ગાંધીની વ્યાખ્યા પ્રમાણે સિદ્ધાંત અમલમાં મૂકયો જાણ્યો નથી. અલબત્ત તેમના શુભાશય વિષે શંકા ઉઠાવવાનું કારણ નથી.

બીજા પુરુષાર્થની માફક ધનના પુરુષાર્થમાં પણ માણસની શક્તિ ખેડાય છે; એ દલિલ જેટલી જૂની છે તેટલી જ પોકળ છે. જમાને જમાને માણસના પુરુષાર્થ બદલાય છે. એક જમાનામાં સ્ત્રીનું હરણ કરી આવવું તે પ્રશંસનીય પુરૂષાર્થ ગણાતો. બીજા બધા માણસોની સત્તા પડાવીને તેના ઉપર એક માણસ સ્વામી બનીને શાસન ચલાવે તેને પણ સારો પુરુષાર્થ ગણવામાં આવતો. એક જમાનામાં માણસની મહત્તા તેને ત્યાં કેટલા ગુલામો અને કેટલી સ્ત્રીઓ છે તે ઉપરથી અંકાતી. પણ આજે આપણા તોલા ત્રાજવા બદલાયા છે. આગલા જમાનાના પુરુષાર્થને હવે આપણે હીન પુરુષાર્થ ગણીએ છીએ અને તે જમાનાના અવશેષ સમા રાજાશાહી અને જમીનદાર શાહીને આપણે વર્તમાન જમાનાના રોગ તરીકે ગણીએ છીએ. તેવીજ રીતે ધનના પુરુષાર્થનું પણ થવાનું છે. જેમ આપણે રાજકારણમાં લોકશાસનના સિદ્ધાંતને સ્વીકાર્યો કે કોઈ એક માણસને બીજા કોઈ માણસ કરતાં વધુ રાજ-કિય સત્તા રહેશે નહિ. અને જો કોઈના હાથમાં વધુ સત્તા હશે તો લોકોના પ્રતિનિધિ તરીકે હશે. વ્યક્તિ તરીકે નહિ હોય. તેવી જ રીતે સંપત્તિના ક્ષેત્રમાં પણ બનશે; બનવું જોઈશે. સ્વેચ્છાથી સમ-જુતિથી કે પછી સામ્યવાદીઓ કહે છે તેમ ધનહીન (have-nots) અને ધનવાનો (haves) ના ભીષણ અને કટ્ટર સંગ્રામને પરિણામે બને. કેમકે સાચી શાંતિનો પાયો ન્યાય છે. ન્યાયના પાયા વગર ચણાયેલી શાંતિ કૃત્રિમ હશે; તેના પેટાળમાં ધીકતા જ્વાળામુખી હશે. તેને દબાવી રાખવા માટે વર્સૅલ્સના કરાર-થીએ વધુ શસ્ત્રસરંજામોનો ટેકો ભલે હોય તો પણ એ જ્વાળામુખી અવશ્ય ફાટવાનો અને તેમાંથી નીકળતો લાવા સારા સંસારને દઝાડવાનો. જન સમાજને આવા વિકટ દાવાનળથી બચાવવાને, આવી ભીષણ આગાહીઓના અચૂક પરિણામોની જેને ખાત્રી છે એવા શાંતિ

પૂજકો સતત્ ઢોલ દાંડીને પીટીને કહે છે કે મોડું થાય તે પહેલાં સુધારી લ્યો. પણ 'સબ સબકી સમાલિયે મૈં મેરી સમાલતા હું' રાહે ચાલતા સમાજમાં કોને કોનું સાંભળવાની પડી છે?

આમ વિચાર કરતાં ગાંધીવાદ અને સમાજવાદમાં કેટલાક ભેદો છે; પરંતુ ભેદો કરતાં પણ સમન્વયના તત્વો ઘણા વધુ છે.

ઘણીવાર માણસો નજીવા અને અલ્પ મતફેરો ખાતર વિરોધી છાવણીઓ ઊભી કરે છે અને પરસ્પર ખંડનમાં પોતાની શક્તિઓ વેડફે છે; અન્યના ખંડન ઉપર જ પોતાનું મંડન શક્ય છે, એવી એકાંગી ભ્રમણાને વશ થઈ ને પોતાનાં મંડળોનાં ચિત્રવિચિત્ર કુંડાળાં ઉભાં કરે છે. આ ભ્રમણાત્મક માન્યતાને લીધે પરસ્પર સહકાર અને સમન્વયનાં તત્ત્વો, વિરોધનાં તત્ત્વો કરતાં કેટલાં વધુ છે તે જોવાની તેઓ કદી તકલીફ લેતા નથી અત્યાર સુધી ધર્મો અને પંથોમાં તો આમ ઘણું બન્યું છે; વર્તમાન રાજકારણ અને જાહેર જીવનમાં ગાંધીવાદ અને સમાજવાદ પણ અત્યારે એ જ વસ્તુની પુનરાવૃત્તિ કરી રહ્યા છે. પોતાને ગાંધીવાદી અગર સમાજવાદી કહેવરાવતા લોકો ગાંધીવાદ અને સમાજવાદમાં પરસ્પર સહકાર, સુમેળ અને સમન્વયની જાણે કોઈ ભૂમિકા જ ન હોય તેમ, અરસપરસના ખંડનમાં મચી રહ્યા છે, અને એક બીજા પ્રત્યે નિષેધાત્મક વૃત્તિ ધારણ કરીને એકના અભાવ ઉપર જ બીજાનું અસ્તિત્વ ટકી રહેશે એમ માનીને પોતાની પ્રવૃત્તિઓ ચલાવે છે; અને તેમની મોટા ભાગની શક્તિ પ્રજાને આગળ લઈ જવાને બદલે પરસ્પર ગજગ્રાહ જમાવીને પોતાની સમતુલા સાચવવામાં જ ખર્ચાય છે.

વાસ્તવમાં જોઈએ તો, ગાંધીવાદ અને સમાજવાદ એ અરસપરસ વિરોધી ફિલસૂફીઓ નથી, પરંતુ બન્નેમાં અરસપરસનાં પૂરક તત્ત્વો ઘણા મોટા પ્રમાણમાં છે; અને જો બન્નેના સમન્વયની ભૂમિકા

ઉપર પ્રજાજીવનની પ્રગતિ સાધવાનો પ્રયાસ કરવામાં આવે તો દેશ અને દુનિયાને લાભદાયી પરિણામો આવવાની તેમાં શક્યતા છે.

માનવ જીવનનાં ધારણ, પોષણ અને વર્ધનનાં બે મુખ્ય તત્ત્વો સંસ્કાર અને રોટી છે. સંસ્કાર એટલે અંગ્રેજીમાં જેને Culture કહે છે તે; અને રોટી એટલે ઐહિક સંપત્તિ. ગાંધીવાદ એ સંસ્કાર પ્રધાન વિચારશ્રેણી છે, સમાજવાદ એ રોટીપ્રધાન વિચારશ્રેણી છે. ગાંધીવાદમાં રોટીનો ઇન્કાર નથી, પણ તેનો પાયો સંસ્કાર ઉપર જ રચાયેલો છે. સંસ્કારને કેન્દ્રમાં રાખીને પછી જ તે બીજી બધી વસ્તુઓને ગોઠવે છે. સંસ્કારની જાળવણી કરતાં કરતાં જેટલી રોટી મળે તેટલી જ તેને કામની છે.

જ્યારે સમાજવાદ એ રોટીપ્રધાન વિચારશ્રેણી હોવાથી તેમાં સંસ્કાર ગૌણસ્થાને છે. સમાજવાદમાં સંસ્કારનો ઇન્કાર નથી, પરંતુ રોટીની સિદ્ધિ કરતાં કરતાં સંસ્કાર આવી રહેશે, એમ તેમાં માનવામાં આવે છે. રોટી ન મળે ત્યાં સુધી સંસ્કાર એ સમાજવાદને મન શ્રીમંત અને મધ્યમવર્ગી ભદ્ર લોકોનો (બુર્ઝવા) ફુરસદીયો શોખ છે.

ગાંધીવાદ ગરીબી દૂર કરવા ચાહે છે; પણ ગરીબાઈ તેને મન ગુનો નથી. ઐહિક સંપત્તિની કંગાલિયત કરતાં માનસિક કંગાલિયત એ ગાંધીવાદની દૃષ્ટિએ વધુ બૂરી ચીજ છે. એટલે માનસિક સંસ્કાર સાચવવામાં જો ગરીબાઈને વરવી પડતી હોય તો ગાંધીવાદ તેને વધાવી લે છે, જ્યારે સમાજવાદ માનસિક ગરીબાઈનાં કારણોમાં સ્થૂલ ગરીબીને ગણાવે છે. અને જ્યાં સુધી આમ જનતાની ગરીબી દૂર નહિ થાય ત્યાં સુધી માનસિક કંગાલિયત પણ જવાની નથી એમ માનીને સમાજવાદ આગળ ચાલે છે. આથી આ કંગાલિયતને દૂર કરવા માટે બળ, હિંસા કે બીજા ઉપાયો લેવાનું સમાજવાદની દૃષ્ટિએ ત્યાજ્ય નથી.

ગાંધીવાદ અને સમાજવાદ બન્નેનો ઉદ્દેશ માનવસમાજના કલ્યાણનો છે. પણ ગાંધીવાદમાં સંસ્કાર ઉપર વધુ ભાર હોવાથી તે સંસ્કાર સાચવતાં રોટી માટે મથે છે; જ્યારે સમાજવાદની કૂચનું પહેલું પગલું રોટી છે અને પછી સંસ્કાર છે. આથી ગાંધીવાદમાં હૃદયપરિવર્તન, સત્ય, અહિંસા, પ્રેમ અને વિશ્વબંધુત્વના સનાતન આદર્શોની શીતળ પરિભાષા જણાય છે; જ્યારે સમાજવાદમાં પીડિતો અને શોષિતોના પુણ્યપ્રકોપની ભભૂકતી જ્વાળા વ્યક્ત થાય છે.

આ દૃષ્ટિએ વિચાર કરતાં બન્ને અરસપરસના પૂરક છે. બન્નેના સમન્વયમાં જ સમાજની પૂર્ણ પ્રગતિ શક્ય છે; કેમકે સંસ્કાર વિનાની રોટી એ પશુજીવન છે; તેમ રોટી વગરના સંસ્કાર એ હવાઈ જીવન છે. ગાંધીવાદના મૂળભૂત આદર્શોને ગુરુસ્થાને સ્થાપ્યા વગર સમાજવાદ ગમે તેટલો પ્રયાસ કરે છતાં તેથી માનવસમાજની પૂર્ણ પ્રગતિ શક્ય નથી; કેમકે રોટી એ જીવનનો આદિ અને અંત નથી, ન હોઈ શકે. તેવી જ રીતે સમાજવાદની વૈજ્ઞાનિક વિચારશ્રેણીના જોમ વગર ગાંધીવાદની ગતિ ઘણી ધીમી રહેવાની; અને ગાંધીવાદની અપીલ માત્ર ભદ્ર લોકો પૂરતી રહેવાની. આદર્શવાદી ગાંધીવાદને વાસ્તવવાદી સમાજવાદના ઈંજેકશનની જરૂર છે; તેમ વાસ્તવવાદી સમાજવાદને પ્રેરણા માટે ગાંધીવાદના ઈંજેકશનની જરુર છે. અને આ બંનેના સમન્વય અને સુમિલનની જે નવી ભૂમિકા થાય તેમાં હિંદ અને દુનિયાના પૂર્ણ વિકાસની ચાવી રહેલી છે.

આપણા રાજકારણમાં અને જાહેર જીવનમાં ગાંધીવાદીઓની અને સમાજવાદીઓની પરસ્પર વિરોધી ખેંચતાણને સ્થાને બન્નેના સુવર્ણસંગમની એકતા સ્થાપાય તો ?*

---

* 'પ્રસ્થાન' માસિકના ૧૯૯૬ના વૈશાખના અંકમાં 'ગાંધીવાદ અને સમાજવાદ : સંસ્કાર અને રોટીનો સમન્વય' એ શિર્ષક હેઠળ લેખકનો પ્રગટ થયેલ લેખ થોડા સુધારા વધારા સાથે.

## પ્રકરણ છઠ્ઠું

### સમાજવાદ અને ધર્મ

**ઘણાએ** ઘણીવાર પૂછે છે કે સમાજવાદ આવશે તો ધર્મનું શું થશે ! પ્રશ્નનો પ્રશ્ન દ્વારા જવાબ આપવાનો હોય તો સીધો જ આપી શકાય કે સમાજવાદ આવશે તો આકાશનું શું થશે ? એટલો અસંબંદ્ધ આ પ્રશ્ન છે. કેમકે સમાજવાદ એ મુખ્યત્વે અર્થ-વ્યવસ્થાનું શાસ્ત્ર છે. આર્થિક સુવ્યવસ્થાને આડે આવતા કોઈ પણ તત્વો પછી તે ધાર્મિક, નૈતિક કે રાજકીય હોય તો સમાજવાદ તેનો જરૂર વિરોધ કરે છે; અને આ અવરોધોને દૂર કરીને પોતાનો માર્ગ સરળ કરવા ચાહે છે; પરંતુ વાસ્તવમાં સમાજવાદમાં એવું કશું નથી કે જેથી તેને ધર્મનો—સાચા ધર્મનો–વિરોધ કરવો પડે. કદાચ કહેવું હોય તો એમ કહી શકાય કે સમાજવાદની સિદ્ધિથી સાચા ધર્મજીવનની શરૂઆત થાય છે. માણસો માટે ધાર્મિકજીવન ગાળવાનું સમાજવાદ વધુ શકય બનાવે છે. અલબત્ત સમાજવાદનો આ હેતુ નથી પરંતુ જો ધર્મને તેના સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપે લઈએ તો એમ કહી શકાય કે ધર્મના ઉચ્ચત્તર તત્ત્વો જેવા કે વિશ્વપ્રેમ બંધુભાવ સૌખ્યનો સમાજવાદમાં સ્થૂલ આવિષ્કાર થાય છે.

છતાં સમાજવાદની સાથેસાથ ધર્મનું શું થશે એ પ્રશ્ન ઉઠે છે તેના કારણો છે, તેની ના નહિ કહી શકાય. ખાસ કરીને રશિયામાં

જે ક્રાન્તિ થઈ અને ઝારના વિનાશની સાથેસાથ રશિયામાં ધર્મ-ગુરૂઓની સત્તા પણ નષ્ટ થઈ, દેવળોની નિશાળો બની, અને ઘણા પાદરીઓને નાસી જવું પડયું વગેરે બનાવોએ જગતના ધર્મપ્રિય લોકોને વિચાર કરતા કરી મૂકયા કે સમાજવાદ ધર્મનો વિનાશ કરીને માણસને તેની પ્રાથમિક અને જંગલી અવસ્થા ઉપર–પશુજીવન ઉપર મૂકવા માગે છે કે જેમાં માણસ માત્ર ખાતું, પીતું અને પહેરતું એક પ્રાણી બની રહે! તેમણે મોટો કોલાહલ મચાવી મૂકયો કે રશિયામાં ધર્મનો વિનાશ થયો છે, સમાજવાદીઓ અને સામ્યવાદીઓ ધર્મના શત્રુ છે, વગેરે વગેરે. તે વખતે અને હજુ પણ ઘણા કટ્ટર સામ્યવાદીઓ એવા સૂત્રો પોકારે છે કે ધર્મ એ માણસ જાતનું અફીણ છે; દલિતોને ગરીબી ભુલાવવા માટેનો નશો છે; મૂડીદારો અને જમીનદારોનું ગરીબોને દબાવવાનું હથિયાર છે. આ સૂત્રો ઉપરથી સામાન્ય જનતાને કદાચ એવો ભ્રમ થાય કે સમાજવાદ ખરેખર ધર્મનો શત્રુ છે તો એ સ્વાભાવિક છે પણ જરા વિચાર કરતાં જણાશે કે આ માન્યતા ઉપરછલ્લી અને સમાજવાદ વિષેના અજ્ઞાનમાંથી અથવા તો તે વિષેના પૂર્વગ્રહમાંથી જન્મેલી છે.

આ વસ્તુને સમજવા માટે પહેલાં તો એટલું જાણી લેવાની જરૂર છે કે આપણે જેને ધર્મ કહીએ છીએ તે વસ્તુ અને યુરોપમાં 'રીલીજ્યન' (religion) અથવા ચર્ચ ને નામે ઓળખાતી વસ્તુમાં ઘણો ફરક છે. યુરોપમાં ધર્મ એ રાજ્યાશ્રિત છે. એટલે રાજ્યની સત્તા નિભાવી લેવાના સાધનરૂપે તેનો ઉપયોગ થાય તે સ્વાભાવિક છે. ઈંગ્લાંડમાં થયેલો અને રશિયામાં પણ રાજ્યસત્તાએ પોતાની સત્તા ટકાવી રાખવા માટે ધર્મગુરૂઓનો ઉપયોગ કરેલો. ઈંગ્લાંડના રાજા આઠમા હેન્રીને બીજી રાણી પરણવી હતી એટલે તેણે પોપને બદલે પોતે ધર્મના વડા (head of the church) નું બિરૂદ ધારણ કરી લીધું. આમ યુરોપમાં ધર્મ અનેકવાર રાજ્ય

સત્તાનું સગવડિયું હથિયાર બની રહેલ છે. તેથી જ્યારે સૈકાઓથી દબાયેલા લોકોનો પુણ્યપ્રકોપ પ્રગટયો ત્યારે તેની આગમાં તેને દબાવનારા જાલિમો અને તેના મદદગારો સર્વ કોઈ ભસ્મીભૂત થાય તેમાં કેવળ ન્યાય છે.

પણ હિંદમા પરિસ્થિતિ જુદી છે. હિંદમાં ધર્મ કદી રાજ્યાશ્રિત થયેલો જાણ્યો નથી. રાજ્ય માન્ય થયો હશે પરંતુ રાજ્યના હથિયાર તરીકે દલિતો સામે તેનો કદી ઉપયોગ થયો હોય તેવું જાણવામાં નથી. વેદ, ઉપનિષદ અને ગીતાના મહા સર્જકો, હિંદના મહાધર્મ પ્રવર્તકો બુદ્ધ, મહાવીર અને શંકરાચાર્ય, ભક્તોમાં અમર એવા નરસિંહ અને નાનક, મીરાં અને કબીર, અખો અને જ્ઞાનેશ્વર, તુકારામ અને રામકૃષ્ણ, વિવેકાનંદ અને રામતીર્થ, મહાત્મા ગાંધી અને રાધાકૃષ્ણન જેવાને રાજ્યાશ્રિત કહેવાની કોઈ હિંમત કરી શકયું જ નથી. ઊલટું પ્રસંગોપાત તેમણે રાજ્યની ખફગી વહોરીને પણ સત્તાશીલોને ધર્મરાહ બતાવ્યો છે એવા સેંકડો દૃષ્ટાંતો છે. અને સેંકડો મુગટધારીઓએ પણ આ ધર્મપ્રવર્તકોની ચરણજ માથે ચડાવીને પોતાની જાતને ધન્ય માની છે. આવા સંતો, મહર્ષિઓ અને જ્યોતિર્ધરોએ પ્રબોધેલા ધર્મને દુનિયાનો કટ્ટરમાં કટ્ટર સમાજવાદી કે સામ્યવાદી પણ 'અફીણ' તરીકે ઓળખાવવાનું સાહસ નહિ કરી શકે. ખ્રિસ્તી ધર્મના પ્રવર્તક શ્રી. ઇશુ ખ્રિસ્ત જેમણે આજના સમાજવાદીને ગમે તેવું એક વાકય કહ્યું હતું કે સોયના નાકામાંથી ઊંટ જઈ શકશે, પરંતુ સ્વર્ગના દરવાજામાં ધનવાનો નહિ જઈ શકે, તેમણે પણ રાજ્યના વિરોધમાં જ પોતાના પ્રાણની આહુતિ આપી હતી. આમ બધા મહાન ધર્મપ્રવર્તકોએ ધનની તુચ્છતા ગાઈ છે. સ્વામી વિવેકાનંદના ગુરુ શ્રી રામકૃષ્ણ પરમહંસ સાધકની અવસ્થામાં નદીને કાંઠે બેસીને એક હાથમાં સુવર્ણ અને બીજા હાથમાં માટી એમ રાખીને બન્ને સમાન છે એમ કહીને એકી સાથે બન્ને વસ્તુને નદીમાં પધરાવતા

હતા; એ વસ્તુ ઘણી સુવિદિત છે. આવા માણસો ધનિકોના હથિયાર રૂપ બને તેવો ખ્યાલ કોઈ પણ હિંદીને તો ભાગ્યે જ આવી શકે. એટલે આખરે ભેદ બધો ધર્મની વ્યાખ્યા ઉપર આવી રહે છે.

અંગ્રેજીમાં એક કહેવત છે કે Give a dog a bad name and hang him. અણગમતાને સૌ કાણો કહીને ફૂટી પાડે, તેમ ધર્મમાં પેસી ગયેલી કુરૂઢીઓને, તેમાં બાઝેલાં વહેમના જાળાંને, અને દુઃખે પેટ અને ફૂટે માથું એવા અજ્ઞાનીઓના ધર્મ વિરોધી પ્રલાપોને ધર્મ માનીને નીંદીએ તો નીંદવાનો કદાચ આત્મસંતોષ મળશે પણ તેમાં સત્ય નહિ હોય; ધર્મની વ્યાખ્યા ધર્મના પરમજ્ઞાની પાસેથી લેવી જોઈએ. વર્ષો પહેલાં ચીકાગોમાં મળેલી દુનિયાના સર્વ ધર્મોની પરિષદમાં સ્વામી વિવેકાનંદે ધર્મનો મર્મ સમજાવતાં જણાવ્યું હતું કે ધર્મ એ વાદવિવાદની, પુસ્તક પોથાંની કે ખાલી ધ્યાનની વસ્તુ નથી; એ તો જીવનની વસ્તુ છે. રોજનું આચરણ એજ તેની પરમ સાધના છે. માનવ જીવનના મૂળની શુદ્ધિ કરનારું એ પરમ રસાયન છે.

આમ ધર્મ જેવી જીવંત વસ્તુઓનો કોઈ નાશ કરી શકતું જ નથી. પણ તેમાં જે ખોટું છે, જે મિશ્રણ છે, વહેમ અને અજ્ઞાનના જાળાં છે, તેની સાફસુફી અને શુદ્ધિની સદાય આવશ્યકતા રહેવાની. બાકી જ્યાં સુધી માનવીના જીવનમાં ઉન્નત ભાવનાઓ છે, ઉદ્દાત આકાંક્ષાઓ છે, માંગલ્યની શ્રદ્ધા છે ત્યાં સુધી ધર્મ અમર છે; આ વસ્તુઓ સનાતન રહેવાની છે, એટલે જ ધર્મને પણ ઘણીવાર સનાતન ધર્મ કહેવામાં આવે છે.

આમ આપણે જોયું કે જેને ધર્મ પ્રત્યે સાચો અનુરાગ છે, તેમાં સમાજવાદ કશી બાધા આણતો નથી. પરંતુ વર્તમાન કુપ્રથાને નિભાવી રાખવા માટે જ્યાં જ્યાં ધર્મસૂત્રોનો ઉપયોગ થતો હોય,

ધર્મના વહેમોને સાચવી રાખવામાં આવતા હોય ત્યાં સમાજવાદ તેનો જરૂર વિરોધ કરવાનો. 'ગરીબી ઈશ્વરે બક્ષેલી છે' 'શ્રીમંતાઈ આગલા ભવના પુણ્ય હોય તો જ મળે,' 'રાજા ઈશ્વરી અંશ છે' 'આ સંસાર તો મિથ્યા છે, પર ભવનું ભાથું બાંધો' 'આગલા ભવમાં પાપ કર્યાં હશે એટલે આ કંગાલિયત આવી' વગેરે સૂત્રોને સમાજવાદ સંઘરવા માગતો નથી. રોજના જીવનના પ્રશ્નોને જોવાની સમાજવાદની દૃષ્ટિ વૈજ્ઞાનિક હોવાથી માનવજીવનની ભૌતિક પ્રગતિમાં જે કાંઈ વસ્તુ કે ઉપદેશ વિઘ્નકારી હોય તે તેને ત્યાજ્ય છે.

સમાજવાદની વલણ ધર્મ પ્રત્યે કેવળ નિષેધાત્મક નથી; પરંતુ સમાજવાદની મર્યાદા માણસના અર્થજીવન પૂરતી, ભૌતિક જીવન પૂરતી હોવાથી તે ત્યાં અટકે છે કે જ્યાંથી ધર્મનું કામ શરૂ થવું જોઈએ. સમાજવાદ સમાજના આર્થિક જીવનની એવી સુવ્યવસ્થા રચવા માગે છે કે ધર્મ જીવન સૌને માટે શક્ય, સરળ અને આકર્ષક બને. જો ભીખારીઓ અને નિર્ધનો હશે તો જ માણસનો દયા અને અનુકંપા ભાવ વિકસશે એમ માનવું એ માણસની વિચારશક્તિની ખામી બતાવે છે. એ તો ડૉક્ટરના વિકાસ માટે દરદીઓ વધારવા જેવું થયું. જો લોકોમાં ભૂખ નહિ હોય, અર્થદુઃખ નહિ હોય તો પછી દયા, દાન, અનુકંપા, ઉદારતા વગેરે ગુણોનું શું થશે એ ચિંતા અસ્થાને છે. જો એ ગુણો ચિરંતન હશે તો તેના અમલ માટે આવા બીજાના દુઃખના અવલંબનને બદલે બીજા ઘણા સક્રિય ક્ષેત્રો મળી રહેશે.

'ભૂખ્યાંને બ્રહ્મોપદેશ શો ?' એ કહેવત તો ઘણી જૂની છે. આખા કિલ્લાને અથવા તો વહાણને જો ગાબડું પડ્યું જ હોય તો સૌનું પ્રથમ લક્ષ્ય અને શક્તિ એ ગાબડાને સુધારી લેવા પાછળ જાય છે. તેમ આજે આપણા સમાજજીવનના આર્થિકક્ષેત્રમાં ગાબડું

પડયું છે, તેથી તે પહેલાં સુધારવાની જરૂર છે; અને બધી શક્તિ તેની પાછળ ખર્ચીને તેને સુધારી લઈએ કે જેથી આગળનો પ્રવાસ સરળ બને. અલબત્ત જો કોઈ એમ કહે કે આ ગાબડાને સુધારવામાં જ પ્રગતિનું પૂર્ણવિરામ છે; સમાજવાદ જ માનવ જીવનની પૂર્ણતમ વિકાસની ભૂમિકા છે, તો એ વિધાન કરનારને પૂર્ણતમ વિકાસ શું તેનો ખ્યાલ નથી એમ કહેવું પડે. સમાજવાદ સિદ્ધ થયા પછીએ માણસના આધ્યાત્મિક વિકાસ માટે ઘણું કરવાનું રહેશે જેમાં ધર્મ મહત્ત્વનો ભાગ ભજવી શકશે. જો અર્થદુઃખ ગયું તો સર્વદુઃખ ગયું એમ માનીએ તો તો આજના બધા શ્રીમંતોને સૌથી સુખી માનવા પડે. પણ તપાસ કરીએ તો જણાય છે કે શ્રીમંતોના પણ દુઃખનો—અસંતોષનો કોઈ પાર હોતો નથી. આ વિચારતાં એમ લાગે કે અંતિમ સુખ માટે, આખરી કલ્યાણ માટે કોઈ બીજી જ વસ્તુની જરૂર છે. અને આ વસ્તુ પૂરી પાડવાનું કામ ધર્મનું છે; પછી તે કોઈ પણ નામે ઓળખતો હો.

આ અંતિમસુખની પ્રાથમિક ભૂમિકા માટે પણ સમાજવાદની કેટલી જરૂર છે તેનું સમર્થન કરનારી ભગવાન બુદ્ધના જીવનની એક કથા અહીં આપીને આ પ્રકરણ આપણે પૂરું કરીએ. શિષ્યોથી વીંટળાઈને ભગવાનબુદ્ધ એક પ્રસંગે ધર્મોપદેશ કરતા હતા, ત્યારે તેમના પટ્ટશિષ્ય આનંદ તેમની પાસે એક માણસને લઈને આવ્યા અને કહ્યું કે ભગવાન આ માણસ આપનો ધર્મોપદેશ ગ્રહણ કરવા આવ્યો છે. તીવ્ર અનુકંપાથી જેમનું હૈયું સદાય દ્રવતું હતું એવા તથાગતે આવનારના નિસ્તેજ વદન, ઊંડી આંખો અને મ્લાન ચહેરો જોઈને કશું બોલ્યા વિના તરત જ કહ્યું કે આને રસોડામાં લઈ જઈને જમાડીને પછી અહીં લાવો. ભગવાન બુદ્ધના આ વિચિત્ર લાગતા હુકમ પ્રત્યે શિષ્યો ચકીત થઈને જોઈ રહ્યા અને માણસને તરત જ અન્નશાળામાં લઈ જવામાં આવ્યો. આનંદથી ન રહેવાયું, તેમણે

તરત જ પ્રશ્ન પૂછયો: 'ભગવન, આપે જ્ઞાનામૃત કરતાં પણ ભોજનને વધુ અગત્ય આપી? આપનો ઉપદેશ તેને સંભળાવ્યા પછી ભોજનનું થઈ શકત.'

'આનંદ, તું ભૂલે છે, જ્ઞાન કરતાં અન્ન કદી શ્રેષ્ઠ હોઈ શકે નહિ; પરંતુ આ માણસ બે દિવસનો ભૂખ્યો જણાય છે. અને ભૂખને લીધે તેના શરીર અને મનની જે વ્યાકુળતા હતી, તેમાં મેં ઉપદેશ આપ્યો હોત તો તે બધો વ્યર્થ જાત, તેની ભૂખનું દુ:ખ દૂર થયા પછી તેને જે સમતા અને ચિત્તની સમતુલા પ્રાપ્ત થશે તેથી તે મારો ઉપદેશ વધુ સારી રીતે ગ્રહણ કરી શકશે; તેથી જ મેં પહેલાં તેને ખવરાવવાની સૂચના કરી છે.'

ધર્મના શીતળ ઉપદેશના ગ્રહણ અર્થે પણ સમાજવાદ ઘણો ઉપયોગી થઈ પડશે તેને માટે આથી વધુ સચોટ દૃષ્ટાંત બીજું કયું હોઈ શકે? ભૂખના દુ:ખથી જેમના ચિત્ત સદાયે વ્યાકુળ રહે છે, એવા સમાજને ગમે તેટલો ધર્મોપદેશ કરવામાં આવે છતાં જો તેની અસર ન થાય તો તેમાં શું આશ્ચર્ય છે?

## પ્રકરણ સાતમું

## સમાજવાદ અને જાતીય વિજ્ઞાન

**સ્ત્રીપુરુષના** જાતીય વ્યવહાર વિષે સમાજવાદને કાંઈ કહેવાનું છે? હા, છે અને નથી. આ પ્રશ્ન સમાજવાદથી અલગ રીતે પણ છણી શકાય છે એ દૃષ્ટિએ સમાજવાદ તેના વિષે મૌન સેવે તો સેવી શકાય છે; પરંતુ જીવનને લગતા સર્વ પ્રશ્નોમાં સમાજવાદને કંઈને કંઈ કહેવાનું છે, એ દૃષ્ટિએ જાતીય વ્યવહાર જેવા સનાતન વિષય ઉપર સમાજવાદને કંઈ ન કહેવાનું હોય તો આશ્ચર્ય થાય.

સમાજવાદ સ્ત્રી પુરુષના સમવ્યવહારમાં માને છે. પુરુષથી સ્વતંત્ર એવા સ્ત્રીના વ્યક્તિત્વને તે સ્વીકારે છે. તેથી ભોક્તા અને ભોજ્ય, સ્વામી અને દાસી, એવા વિશેષણો દ્વારા તે એકને સબળ તો બીજાને અબળ ઠરાવતો નથી. પુરુષત્વ જેટલું મહાન છે, તેટલું જ મહાન સ્ત્રીનું સ્ત્રીત્વ છે. સ્ત્રીના માતૃત્વ પ્રત્યે હિંદુધર્મમાં જે ભવ્ય આદરભાવ છે, તેટલો જ આદર સમાજવાદમાં છે. પણ ગાયો પ્રત્યે હિંદુધર્મશાસ્ત્રોમાં આદર અને માન વ્યક્ત થવા છતાં ગાયોની સંભાળ અને માવજત હિંદુસમાજ બરાબર રાખી શક્યો નથી; તેવી જ રીતે શાસ્ત્રોમાં માતૃત્વપ્રત્યે અપાર આદર હોવા છતાં સમાજના વ્યવહાર જીવનમાં સ્ત્રીની જે અવમાનના થાય છે, તે સમાજવાદ દૂર કરવા ચાહે છે. પુરુષ પુરુષને સ્થાને મહાન છે: અને સ્ત્રી

સ્ત્રીને સ્થાને મહાન છે. બન્નેમાંથી કોણ ચડે એવી નિરર્થક હરિફાઈમાં બેમાંથી એકના ટકા ઓછા આંકવા તે માણસનું માનસ લાઘવ દર્શાવે છે. પણ આદર્શના ધુમ્મસમય આવરણ હેઠળ વાસ્તવિક પરિસ્થિતિ પ્રત્યે આંખ મીંચામણા કરવા યોગ્ય નથી. આજે કરોડો સ્ત્રીઓના જીવનમાં લગ્ન એ જ એક કારકીર્દી છે. જીવનની સર્વ એપણાનો આદિ અને અંત છે. જમાના સુધી સ્ત્રીઓ આજ પરિસ્થિતિમાં રહે તેમ સમાજવાદ વાંછતો નથી. સ્ત્રી માત્ર પુરુષના રસોડાની રાંધનારી, વાસણની માંજનારી કે શય્યાની સાચવનારી રહે એવા સંકૂચિત ખ્યાલને સમાજવાદ સદંતર તોડવા માગે છે. જો સ્ત્રીઓમાં શક્તિ હોય તો તેનું પ્રાગટ્ય કરવાની, તેનો વિકાસ કરવાની સર્વ ક્ષેત્રોમાં તેને છૂટ હોવી જોઈએ. આજ સુધી સમાજનો જે વિકાસ થયો છે, તેમાં સ્ત્રી પુરુષ બન્નેએ સમભાગીદારીથી કામ કર્યું છે; પરંતુ સ્ત્રી મુખ્યત્વે પુરુષની આશ્રિત રહી છે. તેથી સમાજનો વિકાસ એકાંગી થયો છે. જે સમાજના અર્ધા અંગને પક્ષાઘાત થયો હોય તે સમાજ કેટલો આગળ વધી શકે? નવી સમાજરચનામાં સ્ત્રી પુરુષ બન્ને પરસ્પરના સમોવડીયા તરીકે સમાજની બહેતરીમાં સમાન ફાળો આપતાં ઘટકો બની રહેશે, અને આવા સમાન શક્તિ શાળી ઘટકોના સહકારથી દુનિયાની જે પ્રગતિ થશે તે અત્યારના કરતાં અનેકગણી હશે એમ માનવું અસ્થાને નથી.

આટલી મૌલિક સમાનતાનો સ્વીકાર કર્યા પછી સમાજવાદ સ્ત્રી પુરુષના જાતીય વ્યવહાર અથવા 'જીન્સી'ને કશી ગુહ્ય, અસ્પૃશ્ય કે ચર્ચા ન થઈ શકે એવી વસ્તુ તરીકે માનતો નથી. આદર્શના પતંગ ઉપર આ વસ્તુ ચગાવીને તેને ઊંચે ને ઊંચે રાખવા ઇચ્છતો નથી. પરંતુ આરોગ્ય, સુખોપભોગ અને સુપ્રજનનની દૃષ્ટિથી તેની વૈજ્ઞાનિક છણાવટ કરવા માગે છે. સ્ત્રી પુરુષનો આ સંબંધ વર્જ્ય અથવા નીંદનીય છે એવા મંતવ્યને સમાજવાદમાં સ્થાન નથી. મહાત્મા

ગાંધીની માફક કેવળ સંયમની સમાજવાદ હિમાયત કરતો નથી. કોઈ વિશિષ્ટ હેતુ ખાતર કોઈ સ્ત્રી કે પુરુષ બ્રહ્મચર્ય પાળે તે જુદી વસ્તુ છે, પણ ઘણા આશ્રમવાસીઓની માફક જાતીય સંયમ એ સર્વ ગુણોની પરમાવધિ છે એમ સમાજવાદ સ્વીકારતો નથી. આથી સ્ત્રી પુરૂષના જાતીય વ્યવહારમાં સુખોપભોગની સાથે જરૂર જણાય ત્યાં સંતતિનિયમન અને છૂટાછેડાને પણ સ્થાન છે.

પાંજરામાં પુરાયેલા પંખીને સ્વતંત્ર થઈશ તો ખાઈશ ક્યાંથી એવી ચિંતા રહે છે અથવા તો બહાર કોઈ મારી નાખશે તો? એવો ભય અને અશ્રદ્ધા તેના દિલમાં ઘર કરીને રહે છે. તેવી જ રીતે સૈકાઓથી મૌનની દિવાલો અને નિષેધાત્મક આજ્ઞાઓથી ઢંકાઈ રહેલા આ પ્રદેશ ઉપર જરા પણ પ્રકાશ કે અજવાળું આવશે તો આપણું શું થશે તેની લોકોને ચિંતા રહ્યા કરે છે. આપણી સ્વતંત્રતા આપણે જીરવી શકીશું કે કેમ તેને વિષે લોકોના દિલમાં અશ્રદ્ધા રહ્યા કરે છે. સ્વતંત્રતાને નામે સ્વચ્છંદ ઘર કરી જશે એવા ભયને લીધે આ ક્ષેત્રમાં સમાજ અને તેટલો સ્થિતિચુસ્ત રહ્યો છે, અને એ સામે એક જાતની સૂગ કેળવી છે. અને જો જાહેર ચર્ચા કરવી હોય તો બ્રહ્મચર્ય કે સંયમ એ વિષય સિવાય આ સંબંધમાં બીજો ઉલ્લેખ લોકો સાંખી શકતા નથી.

રશિયન ક્રાન્તિ થઈ પછી થોડો વખત ત્યાંના યુવકોમાં સ્વચ્છંદાચાર જેવું જણાયું એટલે લેનીનને આ યુવકોને ચેતવણી આપવી પડી હતી કે માણસ તરસ્યો થાય એટલે તેણે ગમે તેમ કરીને ગટરનું પાણી પણ પીવું એમ તો મૂર્ખાઓ જ કહી શકે, વર્ષાના ડોળાં જળ આખરે સાફ થાય તેમ રશિયામાં આજે સ્ત્રીપુરુષનો આ વ્યવહાર પ્રમાણમાં ઘણો સરળ છે. છૂટાછેડાનો કાયદો હોવા છતાં એટલા બધા છૂટાછેડા નથી થતા. લગ્ન કરવા એ ઘણી સરળ વિધિ થઈ

પડી છે. વેશ્યાવૃત્તિ તો લગભગ નાબૂદ થઈ છે. અને છૂટાછેડાની સરળતાને લીધે કુટુંબજીવન ત્યાં ભાંગી પડયા છે એવું કશું બન્યું જ નથી.

આ ઉપરથી જણાશે કે સમાજવાદ જાતીય વ્યવહારમાં સ્વચ્છંદાચારને નથી ઉત્તેજતો; પરંતુ આ પ્રશ્નનું બુદ્ધિપૂર્વકનું આકલન કરવા માગે છે. માણસને દેવ તરીકે નહિ, તેમ માણસને પશુ તરીકે નહિ પણ માણસને માણસ તરીકે ગણીને તેની વ્યવહારૂ મર્યાદાઓ લક્ષમાં લઈને જીન્સીના સવાલની તે છણાવટ કરે છે. જાતીય શિથીલતાને તે ઉત્તેજવા નથી માગતો તેમ માણસના ચારિત્ર્ય કે મહત્તાનું માપ તેની જાતીય-ભૂખની તૃપ્તિ અથવા તો અતૃપ્તિ ઉપરથી નથી કાઢવા માગતો. સમાજવાદી તરીકે ઓળખાવતા કોઈ માણસના વ્યક્તિગત સ્વેચ્છાચારથી સમાજવાદ સ્વેચ્છાચારને પોષે છે અથવા તો ઉત્તેજે છે એમ માનવું એ ઝાડને ઓથે જંગલને ભૂલી જવા જેવું છે.

સમાજવાદ કોઈ જાતની જાતીય નીતિમાં માનતો નથી એ એક પૂર્વગ્રહ ભર્યો ખ્યાલ છે. સમાજવાદ જાતીય નીતિમાં અને જાતીય સંબંધોની શુદ્ધિમાં અવશ્ય માને છે. એક પત્નીવ્રત અથવા તો એક પતિવ્રતને એક ઉચ્ચ આદર્શ લેખે છે. છતાં આવા આદર્શથી લાખો વિધવાના જીવન સહરાના રણ જેવા શુષ્ક અને નિરસ બની જાય એવી પરિસ્થિતિને તે સ્વીકારવા માગતો નથી. લગ્ન અને સ્ત્રી-પુરુષના જાતીય સંબંધો એ દરેક સમાજના વિશિષ્ઠ સંજોગોમાંથી ઘડાયા છે. જ્યારે યુદ્ધમાં લાખો અને કરોડો યુવકોનો સંહાર થયો હોય, અને પાછળ કેવળ વૃદ્ધો, સ્ત્રીઓ અને બાળકો રહ્યા હોય અને યુવાનોની સંખ્યા ઘણી ઓછી હોય તેવે વખતે એક પુરુષને એકથી વધુ સ્ત્રી કરવા દેવામાં નીતિ કે આદર્શનો ભંગ થાય છે એમ સમાજવાદ માનતો નથી. પરંતુ જ્યાં રોટી માટે સ્ત્રીને પોતાનું શિયળ વેચવું પડે છે, કેવળ જીવનનિર્વાહને અર્થે વેશ્યાવૃત્તિ કરવી પડે છે, કઠોર વૈધવ્ય અથવા તો છાની વેશ્યાગીરી એમાંથી સ્ત્રીને

એકની પસંદગી કરવી પડે છે, એવી કોઈ પણ પરિસ્થિતિ સમાજવાદ નીભાવી લેવા માગતો નથી.

સ્ત્રી પુરુષના સંબંધમાં દુઃખ, સહિષ્ણુતા અને તિતિક્ષાનો બોજ એકલી સ્ત્રી માથે નાખીને તેને 'ત્યાગમૂર્તિ' કહીને સ્ત્રીને વધાવી લેવાથી સમાજના આ પ્રશ્નનો ઉકેલ થતો નથી. પ્રખ્યાત બંગ નવલકથાકાર શ્રી શરદ્‌બાબુ જેમણે નારીહૈયાંના અમૃત વલોવીને આપણને હિંદુ સંસ્કૃતિના પરમ આદર્શનું દર્શન કરાવ્યું છે, અને સ્ત્રીનું માતા, ભગિની, ભાભી રૂપે તેમણે જે સ્તવન કર્યું છે, તેમાં પણ નારીજીવનની મહત્તા સંસારના ઝેરપીને અમૃત આપવાની તેની શક્તિમાં દર્શાવી છે; અને સ્ત્રીને તો આખરે 'સૈકાઓ થયા સંસારનો બોજ વહેતી 'ચિરદુઃખીની નારી' કહીને પોતાનો સમભાવ ઠાલવ્યો છે. સ્ત્રી માટે આ વિશેષણ ભલે કદાચ ગૌરવરૂપ ગણાય; પરંતુ જે સમાજમાં સ્ત્રીઓની આવી તીવ્ર અને દુઃખમય કસોટી થાય એ સમાજ માનવજાત માટે અભિમાન લેવા જેવો તો ન જ ગણાય. અલબત્ત આનો ઉકેલ એકલા અર્થજીવનની વ્યવસ્થાથી નહિ થાય. કેમકે જો આર્થિક સમાનતાથી આ પ્રશ્નનો ઉકેલ થઈ ગયો હોત તો મજૂર, ખેડૂતો, કોળી વગેરે જાતિઓમાં સ્ત્રી પુરુષ બન્ને કમાય છે; આર્થિક દૃષ્ટિએ સમાન છે, છતાં તેથી તે સમાજમાં સ્ત્રીઓનો દરજ્જો ઉચ્ચ છે એમ નથી જોવામાં આવતું એટલે આ પ્રશ્નના ઉકેલ માટે આર્થિક અને સાંસ્કારિક બન્ને ઉપાયો યોજવા જોઈશે.

ઘણીવાર મધ્યમ વર્ગનો સંકૂચિત વિચારનો પુરુષ એમ માને છે કે પોતે કમાય છે એટલે ઘરમાં પોતાનું વર્ચસ્વ હોવું જોઈએ; તેને મન સ્ત્રીના ઘરકામની કશી કિંમત હોતી નથી. આવા મધ્યમ વર્ગના મિથ્યાત્વી બડેખાં ધણીઓની સાન ઠેકાણે લાવવા માટે અમે-

રિકાના પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટની પત્ની મીસીસ રૂઝવેલ્ટે એવી હિલચાલ ઉપાડી હતી કે પત્નીપદની જે ફરજો છે, તે બજાવવા માટે દરેક પત્નીને તેના ધણી તરફથી પગાર મળવો જોઈએ. અને આ પગાર કેટલો હોવો જોઈએ તેના બજાર ભાવે મીસીસ રૂઝવેલ્ટે આંકડા મૂકયા; જેમાં રસોડાની સંભાળ, ઘરની સાફસુફી, બાળકોની માવજત અને બીજા આખા દિવસના જે જે ઘરકામો છે, તેના મહેનતાણાના પૈસા મૂકયા તો આ મહેનતાણાની રકમ એક ગ્રેજ્યુએટ સ્ત્રી કે પુરુષ બજારમાં જે કમાય તેના કરતાં વધુ થઈ ગઈ. અને આ મધ્યમ વર્ગના તિસ્મારખાં ધણીઓની આંખ ઉઘડી ગઈ, અને પોતાની સ્ત્રીના કાર્યની કિંમત જે આજ સુધી નહોતી સમજાણી તે સમજાઈ. હિંદુસ્તાનમાં પણ માસિક ૫૦ રૂ.નો મહાભારત (!) પગાર લાવતો તિસ્મારખાં ધણી તેની ગરીબ અને ઘરરખુ ગૃહિણી પ્રત્યે 'હું કમાઉં છું' એવા અહંભાવથી પ્રેરિત જે વલણ દાખવે છે, તેની ક્ષુદ્રતા અને અજ્ઞાન પ્રત્યે કોઈ પણ સમજુ માણસને ચીડ ઉત્પન્ન થાય. આ દૃષ્ટિએ વિચારતા સ્ત્રીના ગૃહિણીપદનું આર્થિક મૂલ્ય ઘણીવાર પુરુષની આવકની બરાબર અથવા તો તેથી વધી જાય છે. આથી જ કોઈએ કટાક્ષમાં કહ્યું છે કે દુનિયામાં સસ્તામાં સસ્તી વસ્તુ હિંદુ પત્ની અથવા માતા છે. પણ આ 'સસ્તાપણું' કેવળ એકપક્ષી રહે અથવા તો 'સસ્તાપણા'ના કારણે જ સ્ત્રીનું મૂલ્યાંકન ઓછું રહે એવી પરિસ્થતિ કોઈ પણ સમાજ માટે શોભાસ્પદ નથી એમ સમાજવાદ માને છે.

પ્રકરણ આઠમું

## સમાજવાદ અને ઉદ્યોગો

ગાંધીવાદ અને સમાજવાદ વિષેના પ્રકરણમાં આપણે જોયું કે સમાજવાદ યંત્રો વિષેની ગાંધીજીની માન્યતાથી જુદો પડે છે. યંત્રોનો નાશ કે બહિષ્કાર કરવા તે નથી માગતો એટલું જ નહિ પણ સમાજનું જીવન ધોરણ ચડાવવા માટે તે યંત્રોને આવશ્યક માને છે. જૂની પુરાણી રીતે થતી ખેતી કે કાપડ અત્યારના જમાનાની હાજતોને પૂરી પાડી શકે તેમ નથી. યંત્રોની મદદ વગર ઝીણાં વસ્ત્રો અને બીજી સુખ સગવડો સામાન્ય જનતા સુધી ન પહોંચી શકે તેથી યંત્રો અનિવાર્ય થઈ પડે છે. આછુંપાતળું અન્ન, જાડુંઝીણું કપડું અને પ્રાર્થનાચિત્ત મન એટલું માણસને હોય તો બસ એવો સમાજવાદનો આદર્શ નથી. માણસની જરૂરિયાત માટે સમાજવાદનો આદર્શ છે કે દરેક માણસને રહેવા માટે સુઘડ ઘર, પહેરવા માટે સુંદર વસ્ત્રો, ખાવા માટે પૌષ્ટિક અન્ન, વાચન માટે ઉચ્ચ સાહિત્ય, વગેરે વર્તમાન જમાનાની અનેક સગવડો મળવી જોઈએ; અને આ સગવડો યંત્રો દ્વારાજ સહેલાઈથી મેળવી શકાય તેમ છે; તેથી સમાજવાદી રચનામાં યંત્રો માટે પૂરતું સ્થાન છે.

પણ કોઈ કહેશે કે સમાજવાદી આદર્શ અને ઉચ્ચ જીવન-ધોરણની મોટી મોટી વાતો સિદ્ધ કરવા માટે યંત્રોની આવશ્યકતા

દર્શાવવામાં આવે છે, પણ યંત્રોમાં પણ આજે કામદારોને આઠ કલાક કામ કરવા છતાં માત્ર પેટિયું મળે છે. મિલોના કૃત્રિમ અને ઘોંઘાટભર્યા વાતાવરણમાં એકધારા અને કંટાળાજનક યાંત્રિક કાર્યમાં કામદારોનું જીવન શોષાઈ જાય છે, તેમના જીવનનો સર્વ આનંદ, સર્વરચનાત્મકવૃત્તિ અને પ્રારંભશક્તિ કુંઠિત થઈ જાય છે; અને તેના પ્રત્યાઘાત રૂપે દારૂ અને બીજા ઝેરી વ્યસનોની તેને લત્ત લાગે છે. વાત તો દિવા જેવી સાચી અને સ્પષ્ટ છે. વર્તમાન જમાનામાં યંત્રોના જે અનિષ્ટો છે, તેનો સમાજવાદ ઇન્કાર કરતો નથી. પણ તેના કારણો અને ઉપાયો તે જુદા જ દર્શાવે છે. યંત્રોનો જ નાશ કરવો અને બે હજાર વર્ષ પહેલાંનાં સમયની માફક બધી વસ્તુઓનું ઉત્પન્ન કરવું એ વસ્તુ સમાજવાદ સ્વીકારતો નથી; આ કરવામાં માનવજાતે જે વૈજ્ઞાનિક શોધો કરી હોય, પ્રગતિ સાધી હોય તેનો ઇન્કાર રહેલો છે.

સમાજવાદ કહે છે કે આજના અનિષ્ટોમાં યંત્રોનો દોષ નથી; પરંતુ જે હેતુસર યંત્રો ચલાવવામાં આવે છે, તેમાં દોષ રહેલો છે. જો યંત્રોના ઉપયોગની રીત અને તેનો હેતુ સુધારવામાં આવે તો આ બધા અનિષ્ટો ટળી શકે તેમ છે. આજ સુધીનો ઉદ્યોગોનો વિકાસ મૂડીવાદી પદ્ધતિથી થયેલો છે. યંત્રો મારફત વધુમાં વધુ કેમ ઉત્પન્ન થાય; અને તેમાંથી વધુમાં વધુ નફો કેમ મળે એ દૃષ્ટિએ અને હેતુથી યંત્રો ચલાવવામાં આવ્યા છે. યંત્રોને કામ કરતા રાખવા માટે જેમ તેમાં તેલ વગેરે પૂરવું જોઈએ; ઘોડા કે પાળેલા જાનવર પાસેથી કામ લેવા માટે તેને જેમ પેટિયું આપવું પડે તેમ મજૂરોને પણ પેટિયું આપીને વધુમાં વધુ કામ તેમની પાસેથી કેમ લેવાય એ દૃષ્ટિએ ઉદ્યોગો ચલાવવામાં આવ્યા છે. યંત્રોનો ઉપયોગ બધાનું જીવનધોરણ ઉચ્ચ કરવા માટે નહિ પણ તેના સંચાલક એવા ગણ્યા ગાંઠ્યા મૂડીદારોનું જીવન

ધોરણ અમર્યાદિતપણે ઉચ્ચ કરવા માટે થયો છે. અને આ માટે મજૂરોને બની શકે તેટલી ઓછી રોજી આપવામાં આવે તો જ માલેકોને વધુ નફો રહે, અને છતાં તેઓ કાપડ સસ્તું બજારમાં હરિફાઈમાં વહેંચી શકે.

મજૂરોને રોજી ઓછી આપવાથી તેઓ લગભગ ભૂખમરાને આંગણે બેઠા હોય છે; તેથી પોતાના શ્રમના પ્રમાણમાં રોજી ન મળે ત્યાં સુધી રાહ જોવા માટે ખાવા જેટલા પૈસા તેમની પાસે હોતા નથી. 'આટા તોલ સગડી જલતી હૈ' એવી તેમની દશા હોવાથી તેમને કાંઈ મળે તે માટે તેમને પોતાની મહેનત વેચવા સિવાય છૂટકો હોતો નથી. આ પરિસ્થિતિ માલેકો માટે–મૂડીદારો માટે ઘણી લાભદાયક હોવાથી તેને નિભાવી રાખવા માટે તેઓમાં આપસઆપસમાં ગમે તેટલી હરિફાઈ અને દ્વેષ હોવા છતાં મજૂરોના પગાર જેમ બને તેમ નીચા રાખવામાં તેમની એકમતિ હોય છે. ઊલટું જો કોઈ એકાદ શુભાશયી ઉદ્યોગપતિ પોતાના મજૂરોની રોજી વધારે છે તો બીજાઓની આંખે ચઢે છે. મજૂરોને વધુ રોજી આપવાથી તેનો માલ મોંઘો પડવાથી હરિફાઈમાં ઉતરવાનું આવા ઉદ્યોગપતિ માટે મુશ્કેલ તો બને છે જ, તે ઉપરાંત તેના ધંધા ભાઈઓ તેને એકલો પાડીને તેને મૂંઝવવાનો પ્રયત્ન કરે છે. અને આથી જ સમાજવાદીઓ કહે છે કે આજુબાજુ ચારે તરફ મૂડીવાદી પ્રથા ચાલતી હોય ત્યારે એકાદ શુભાશયી ઉદ્યોગપતિને પોતાને ત્યાં સમાજવાદી પદ્ધતિ દાખલ કરવાનું અશક્ય બને છે; અને તેથી આખી સમાજરચના મૂળમાંથી ફેરવવી જોઈએ. આ વિધાનમાં ૮૦ ટકા સત્ય છે, છતાં આખો સમાજ ન બદલાય ત્યાં સુધી એકાદ ઉદ્યોગપતિ પોતાને ત્યાં સમાજવાદની હદ જેટલા ફેરફારો ભલે ન કરે, પણ અમુક કામદારહિતકારી ફેરફારો પણ ન કરી શકે એ વસ્તુ માનવા જેવી નથી.

આ યંત્રોનો હેતુ માલેકો માટે વધુ નફો મેળવવાનો હોવાથી મજૂરી બચાવવાની જે કાંઈ શોધો હોય તેનો માલેકો ઘણી તત્પરતાથી ઉપયોગ કરે છે, આને પરિણામે જેમ જેમ યંત્રો વધે છે, અને વૈજ્ઞાનિક શોધોની તેને મદદ મળે છે, તેમ તેમ વધુ ને વધુ મજૂરો બેકાર બનતા જાય છે. અને આ બેકારીને પરિણામે માલેકોને મજૂરો વધુ ને વધુ સસ્તી મજૂરીથી મળતા જાય છે. અને કામદારોનું જીવન ધોરણ ઘટતું જાય છે, ઉદ્યોગપતિઓના નફા વધતા જાય છે. અને આમને આમ આ શોષણચક્કર તેને કોઈ ક્રાન્તિ ન અટકાવે અને ન તોડે ત્યાં સુધી ચાલ્યા કરે છે. જેના રેંટમાં લાખો શ્રમજીવીઓ જન્મથી મૃત્યુ સુધી કશો ફેરફાર જોયા સિવાય પીસાઈને મરતા જાય છે. પણ આ બેકારીથી ભડકીને ઘણા માનવશુભેચ્છકો તરત જ એવા સહેલા શિઘ્ર નિર્ણય ઉપર આવી જાય છે કે ભલા ત્યારે યંત્રોનો જ નાશ કરોને કે બેકારી તો મટે. સમાજવાદ પાસે આવા સહેલા અને શિઘ્ર જણાતા પણ ખરી રીતે તો વધુ કપરા અને અવ્યવહારૂ ઉપાય કરતાં વધુ કારગત અને કાયમી ઉપાય છે; જેની વિચારણા આપણે બેકારી વિષેના ખાસ પ્રકરણમાં કરીશું. વર્તમાન પ્રથામાં માણસો કરતાં યંત્રોની કિંમત વધી છે. કામદારોના શરીર બગડે તો માલેકને કશું ખોવાનું હોતું નથી. કેમકે મજૂરોની તંદુરસ્તી કે સુખાકારી તેને હિસાબે અને જોખમે હોતી નથી. અને એક મજૂરની જગ્યાએ દાખલ થવા માટે બીજા ઘણા વલખાં મારતા હોય છે.

અગાઉના સમયમાં જ્યારે ગુલામી પ્રથા હતી ત્યારે ગુલામો પાસેથી જીવન ભર કામ લેવામાં આવતું અને ગુલામ જ્યારે વૃદ્ધ થાય ત્યારે તેના પોષણની દવાદારૂની જવાબદારી માલિકની ગણાતી. અત્યારે તો આ બાપડો મજૂર ગુલામ નથી ગણાતો પણ આઝાદ માનવી કહેવાય છે. પણ તેની આઝાદી એટલે રોટીની સતત ચિંતા,

બેકારીનો ઝઝુમતો ભય, અને વૃદ્ધાવસ્થા કે બિમારીમાં કેવળ ઈશ્વર સિવાય તેનું કોઈ ધણીધોરી હોતું નથી. અને આવે વખતે પંડિત જવાહરલાલે એકવાર કહ્યું હતું તેમ ઈશ્વર પણ ઘણીવાર તો સૂતો હોય છે. શેષનાગની શૈય્યા ઉપર પોઢેલા ભગવાનના શ્રીમતી લક્ષ્મીજી પગ તળાંસતાં હોય ત્યારે લક્ષ્મીના સાવકા સંતાનો જેવા નિર્ધનોની રાવ સાંભળવાનું ભગવાનને ય ક્યાંથી સૂઝે?

મૂડીવાદની પ્રથાથી ઉદ્યોગોનો વિકાસ અવશ્ય થયો છે, પણ આ વિકાસ હાથપગને ભોગે ફુલેલા પેટ જેવો કદરૂપો અને કુપ્રમાણ થયો છે; તંદુરસ્ત વિકાસ નથી થયો. ઉદ્યોગોના તંદુરસ્ત અને સપ્રમાણ વિકાસ માટે સમાજવાદ મૂળગત ઉપાય સૂચવે છે; અને તે ઉત્પાદનના સાધનો ઉપર ખાનગી માલેકીને બદલે સાર્વત્રિક માલેકી—સરકારી માલેકી સ્થાપવાનો છે. ઉદ્યોગો ચલાવવાનો હેતુ મુઠીભર માલેતુજારો માટે નફાના ડુંગરા ખડકવાનો કે કામદારોની રોજીમાં ઘટાડો કરીને ગળાંકાપુ હરિફાઈ કરવાનો નહિ પણ લોકોની—સમાજની જરૂરિયાતને પહોંચી વળવાનો હશે. જેમાં સમાજની જરૂરિયાત નક્કી કરીને તે અનુસાર માલ ઉત્પન્ન કરવાની વ્યવથિત યોજના હશે. યંત્રો કરતાં જીવતા માનવોની કિંમત કદી ઓછી નહિ ગણાય કેમકે માણસો ઉદ્યોગો માટે કે યંત્રો માટે નથી. પણ યંત્રો માણસો માટે છે; તેથી યંત્રને કદી માણસ ઉપર સ્વારી કરવા દેવાનું સમાજવાદી રચનામાં શક્ય નહિ બને. કામદારો સુઘડ શહેરીઓ તરીકે રહી શકે તેટલી તેમની જરુરિયાત નક્કી કર્યા પ્રમાણે તેમને રોજી અવશ્ય મળશે. પછી ઉદ્યોગ નફો કરતો હોય કે નહિ. નફો ન કરતાં હોય છતાં રાષ્ટ્રજીવનને ઉપયોગી હોય એવા ઉદ્યોગોને ખાસ રક્ષણ અને આર્થિક મદદ આપવાનો રિવાજ તો અત્યારની મૂડીવાદી પ્રથામાં પણ હૈયાત છે; તેથી સમાજવાદની આ સૂચના એકદમ નવીન નથી; પરંતુ ઉદ્યોગનો નફો કરવાને બદલે જરૂરિયાત અને ઉપયોગ એ જ તેની કાર્યપ્રેરક માત્રા રહેશે

કામદારોની રોજી વધારવાની—તેમનું જીવન ધોરણ ચડાવવાની હિમાયત સમાજવાદ તો કામદારોના પ્રાથમિક અધિકારો તરીકે કરે છે, પરંતુ આજના અમેરિકા જેવા મૂડીવાદી રાષ્ટ્રને પણ આ જરૂરિયાત (સમાજવાદને બાજુએ રાખીને) કેવળ પોતાના ઉદ્યોગોના હિતને અર્થે જરૂરી જણાઈ છે. અમેરિકાએ ઉદ્યોગોના ટૂંક અનુભવે જોયું કે જો પોતાને ત્યાં ઉત્પન્ન થતો માલ વેચવા માટે કોઈ બીજા દેશો ન મળે તો આ માલ ખરીદનાર પોતાને ત્યાં ઓછા છે; કેમકે સ્થાનિક કામદારોની ખરીદશક્તિ ઓછી છે; તેથી કામદારોની રોજી વધારવાની હિલચાલ ચાલી કે જેથી કામદારો વધુ માલ ખરીદી શકે અને પરિણામે ઉદ્યોગો જીવતા રહે. એટલે આજે પરિસ્થિતિ છે કે એક ઉદ્યોગના કામદારોના રોજ ઘટાડવામાં આવે તો બીજા ઉદ્યોગના માલેકો તેનો વિરોધ કરે છે. દાખલા તરીકે મીલઉદ્યોગમાં કામદારોના પગાર ઘટાડવામાં આવે તો તેની સામે બૂટના કારખાના અને કાચના કારખાનાના માલેકો નાપસંદગી અને વિરોધ દાખવે છે. કારણ કે કામદારોની રોજી ઓછી થવાથી તેઓ ઓછા બૂટ અને ઓછો કાચનો સમાન ખરીદે છે, જેથી બૂટ અને કાચના કારખાનાદારોને ધંધામાં ધક્કો પહોંચે છે. સમાજવાદ આજ વસ્તુને બીજી રીતે કહે છે કે સમાજમાં શ્વાસ લેતા દરેક માણસનો રોજી અને રોટી મેળવવાનો હવા મેળવવા જેટલો જ જન્મસિદ્ધ હક્ક છે. અને આ હક્ક આડે રૂકાવટ કરનારા બધા તત્ત્વો ગમે તેવા સબળ હોય તો પણ કૃત્રિમ અને નાશને પાત્ર છે.

જાણીતા હિંદી વૈજ્ઞાનિક સર ચન્દ્રશેખર રામને એક વખત કહ્યું હતું કે હિંદનો મુખ્ય પ્રશ્ન વહેંચણીનો નથી પણ ઉત્પાદનનો છે. ખરું છે. હિંદમાં બીજા દેશોના જેટલું યાંત્રીકરણ કે મૂડીવાદ હજી વિકસ્યા ન હોવાથી હિંદમાં એટલો બધો માલ આજે ઉત્પન્ન થતો નથી કે દેશના ૪૦ કરોડ સંતાનો ધરાઈ ધરાઈને વાપરે છતાં વધી

પડે. તેમ હિંદમાં આજે એટલી સંપત્તિ ઉત્પન્ન થઈ નથી કે તેની વહેંચણીનો પ્રશ્ન હાથ ધરવો પડે. આ બાબતમાં હિંદની ભૂમિ હજી કાચી ભૂમિ છે. દેશમાં સંપત્તિ હજી હવે ઉત્પન્ન કરવાની છે. એટલે જ પ્રશ્ન ઉભો થાય છે કે જે દેશને પોતાની બાંધણી નવેસરની કરવાની છે તે યુરોપને પગલે ચાલીને ખુવાર થવાને બદલે નવો રાહ જ કાં ન લે? મૂડીવાદી પ્રથાના અનિષ્ટો નજરે જોવા છતાં એ જ માર્ગે પોતાના ઉદ્યોગોનો વિકાસ કરવાનું કેમ ઇચ્છે? દેશની સંપત્તિ નિર્માણ કરવાના કાર્યમાં જો એકેએક દેશવાસીનો સાથ અને સહકાર જોતાં હોય તો સંપત્તિ ઉત્પન્ન થયા પછી તેનાં દરેક દેશવાસીના સમાન હિસ્સાનો સ્વીકાર પણ કેમ ન થાય? જ્યારે મહાસંગ્રામો ખેડાય છે, ત્યારે સરકાર પોતાની યુદ્ધનેમો જાહેર કરે છે કે જેથી દરેક વ્યક્તિ યુદ્ધનો હેતુ અને તેમાં પોતાનું સ્થાન બરાબર સમજી લે છે. તેવી જ રીતે સમાજવાદ શાંતિના કાળની આ રચનામાં સમાજની સંપત્તિનિર્માણના મંગળકાર્યમાં ચોક્કસ નેમો જાહેર કરે છે કે ઉદ્યોગો શા માટે છે, કોને માટે છે અને તેની સંપત્તિનો ઉપભોગ કોણ કેવી રીતે કરવાનું છે. આથી દરેક માણસનો સહકાર જીવંત બની રહે છે.

ઉત્પાદનના સાધનો ઉપર કોઈ માલેતુજાર શેઠોની માલેકી તો નથી જ હોતી; પરંતુ માલેકો અને મજૂરોની સંયુક્ત માલેકી હોવી જોઈએ એમ પણ સમાજવાદ સ્વીકારતો નથી. માલ મજૂરો ઉત્પન્ન કરે છે, માટે તેના ઉપર માલેકી પણ મજૂરોની હોવી જોઈએ એવી સોંઘી અને ઉપરછલ્લી દલિલને સમાજવાદમા સ્થાન નથી. દાખલા તરીકે કાલે માલેકો અને મજૂરો સંપીને એક કારખાનું ચલાવે અને ઉત્પન્ન થતી ચીજોના મોંઘા ભાવ જનતા પાસેથી લ્યે, અને પછી ભલે આવકમાંથી માલેકો અને મજૂરો સરખે હિસ્સે વહેંચી લેતા હોય તો પણ એ સમાજવાદી ઉકેલ નહિ કહેવાય. તાતા કંપનીના માલેકો ગંજાવર નફો કરે, શેરહોલ્ડરોને બસોથી પાંચસો

ટકા ડીવીડન્ડ (નફાના ભાગ) આપે અને મજૂરોને દરવર્ષે ત્રણ કે ચાર મહિનાનો પગાર બોનસ (ભેટ) તરીકે આપે તેથી તેમનું કારખાનું સમાજવાદી પ્રગતિના રાહ ઉપર છે એમ જરા પણ કહી શકાય નહિ. આનો અર્થ તો એટલો જ થયો કે માલેકીનું વર્તુલ અને સંખ્યા મોટા થયા. તેમાં સમાજવાદી દૃષ્ટિએ કોઈ ઉકેલ નથી. સમાજવાદ તો દેશના બધા ચાવીરૂપ મુખ્ય ઉદ્યોગો સરકાર એટલે કે પ્રજા સમસ્તની માલેકીના બનાવવા માગે છે, અને તેમાંથી નફાનું તત્વ કાઢી નાખવા માગે છે. ઉદ્યોગોના સંચાલનમાં સૌથી મહત્વનો અને મૂળભૂત એવો સમાજવાદનો આ સિદ્ધાંત છે.

ઉદ્યોગોની સાથોસાથ યંત્રો સંકળાયેલા છે. તેથી યંત્રોમાં એક-ધારા કંટાળાજનક પરિશ્રમને લીધે માણસની શક્તિ કુંઠિત થઈ જાય છે, તેની સ્વયંશક્તિ (initiative) અને પ્રેરણાશક્તિ નાશ પામે છે, એવી યંત્રવિરોધીઓની દલિલનો પણ સમાજવાદમાં વિચાર કરવામાં આવ્યો છે. યંત્રોમાં કામ કરવાને લીધે માણસની શક્તિ ઉપર અમુક જાતની માઠી અસર થાય છે એ વસ્તુ છે સાચી પરંતુ તેની સાથે જેટલો વાસ્તવિક પરિસ્થિતિને સંબંધ છે તેટલો જ માનસશાસ્ત્રને પણ સંબંધ છે. જો સતત, ઝાઝા કલાકો કામ કરવાથી માણસની શક્તિઓ કુંઠિત થતી હોય તો કામના કલાકો ઘટાડવા સમાજવાદ સદાય તૈયાર છે. અને જો દરેક માણસ એક કલાક કામ કરે અને જો સમાજની જરૂરિયાત મળી રહેતી હોય તો પછી દરેકે આઠ કલાક કામ કરવું એવું કોઈ જાતનું બંધન સમાજવાદે સ્વીકાર્યું નથી. એટલે કામના કલાકો, સ્થળનું વાતાવરણ અને કામ અંગેની બીજી પરિસ્થિતિમાં ફેરફાર કરીને કામ બોજારૂપ ન બને તેટલા માટે જરૂરી એવા બધા પ્રયાસો કરીને વાસ્તવિક પરિસ્થિતિનો સમાજવાદ ઉકેલ કરવા માગે છે.

બીજો સવાલ રહ્યો માનસશાસ્ત્રની દૃષ્ટિનો. આપણો સૌનો અનુભવ છે કે જે કામમાં માણસના મનની રચનાત્મક શક્તિઓ ન વપરાતી હોય ત્યાં તેને કંટાળો આવે જ છે. કુદરતનું બંધારણ જોતાં માણસનું શરીર અને મન રચનાત્મક પ્રવૃત્તિઓ માટે સૌથી વધુ અનુકૂળ છે. જડ અને કંટાળાજનક એક ને એક પ્રવૃત્તિ કરવી એ માણસના સ્વભાવમાં નથી. પણ સંજોગોના દબાણને લીધે જ્યારે તેને આમ સ્વભાવવિરોધી વર્તન કરવું પડે છે ત્યારે માણસનો રસ જીવનમાંથી સુકાઈ જાય છે, અને તે શુષ્ક બની જાય છે. તેના જીવનની ઉષ્મા ચાલી જાય છે. પછી માણસ યંત્રોમાં કામ કરતો હોય, કે ઓફિસમાં કારકુની કરતો હોય.

કંટાળાજનક કારકુની સામે બડબડાટ કરતો માણસ જ્યારે પોતે પેઢીનો માલેક બની જાય છે ત્યારે કારકુન કરતાં પોતે બમણી લખાપટ્ટી કરે છતાં તેને કંટાળો નથી આવતો, તેમ માનસિક પરિતાપ પણ નથી પડતો એ તો સામાન્ય અનુભવ છે. ગુમાસ્તા કે નોકર તરીકે કામ કરતાં જેઓ સાંજે જવાના સમયે ઘડિયાળના કાંટા તરફ આતુર નજરે જોઈ રહ્યા હોય છે, તેઓ પોતે જ્યારે માલેક કે શેઠ બને છે ત્યારે સામાન્ય નોકર કરતાં બમણું કામ કરવા છતાં કશી માનસિક કે શારીરિક સ્ફૂર્તિ ગુમાવતા નથી એવો કોનો અનુભવ નથી ? આનું કારણ કેવળ માનસિક છે. શેઠ બન્યા પછી કારકુની એ તેને મન કારકુની નથી રહેતી પરંતુ પોતાના મમત્વથી પ્રેરિત એવી સર્જનાત્મક પ્રવૃત્તિનો કારકૂની કામ એક ભાગ બની રહે છે. આવી જ રીતે મજૂર જ્યાં સુધી પોતાના પેટિયાં માટે કામ કરતા એવા મજૂર તરીકે કામ કરશે ત્યાં સુધી એનું કામ નિર્જીવ રહેવાનું અને તેને થકવી નાખનારું હશે. પરંતુ જે ઘડીયે તેને ખ્યાલ આપવામાં આવે કે તે પોતે એક પેટવડિયો કે ઉભડ મજૂર નથી. પરંતુ સંપત્તિને સરજનહારા કુટુંબનો એક કુટુંબી છે,

તે ઘડીએ તેનું આખું માનસ બદલી જવાનું. શોષણ થઈ રહે એટલે શેરડીના કૂચાની માફક ફેંકી દેવાનું પોતે પાત્ર નથી પણ સામાજિક સંપત્તિનો સમહિસ્સેદાર એવા અંગી તરીકે તેને કામ કરવાનું છે એવી પ્રતિતિ તેને થાય એટલે તેનો આખો આત્મા તેના કામમાં ઠલવાઈ જશે. તેના નિર્જીવ હાડચામ કામ નહિ કરે પણ તેના કામમાં ચૈતન્યનો આવિર્ભાવ થશે. ધરતીમાં અનેક રસ ભર્યા છે, તેમાંથી આપણે મન ફાવે તે રસનું શોષણ કરી શકીએ છીએ. કેરી જોઈએ તો કેરી મળશે અને મરચાં જોઈશે તો મરચાં મળશે. માનવઆત્મા તો ધરતી કરતાં પણ વધુ સંપન્ન અને વિવિધતા ભર્યો છે. જો માણસને મજૂર તરીકે આમંત્રણ આપો તો માત્ર તેની મજૂરી જ આવશે, પણ જો તેને સંપત્તિના સરજનહારા તરીકે આમંત્રણ કરો તો તેની મજૂરી નહિ પણ તેનો સમગ્ર આત્મા સમાજને ચરણે ઠલવાશે. દુનિયામાં આઠે પ્રહર સર્જનનું જે મહાસંગીત ચાલી રહ્યું છે, અને જે વિશ્વપૂજા થઈ રહી છે તેમાં પોતાનું નૈવેદ્ય ધરવાની માણસ માત્રને આકાંક્ષા છે. આ નૈવેદ્ય ધરવાનો જ્યારે માણસને સાદ કરવામાં આવે ત્યારે કોનું મન એવું વાંઝિયું છે કે જે પોતાનું હૈયાપાત્ર લઈને દોડી ન જાય ?

## પ્રકરણ નવમું

# સમાજવાદ અને બેકારી

શરીરશાસ્ત્રીઓ કહે છે કે જેમ જેમ જમાનો નવો આવતો જાય છે તેમ તેમ રોગો પણ નવા નવા પેદા થતા જાય છે; જેનું આપણા પૂર્વજોએ કદી નામ નહિ સાંભળ્યું હોય એવા ઘણા રોગો આજે સાધારણ થઈ પડયા છે. સમાજ જીવનમાં બેકારી એ પણ વર્તમાન જમાનાનો રોગ છે.

અત્યારના જેટલી કાતિલ બેકારી આગલા વખતમાં કદી હોય તેમ સાંભળ્યું જ નથી. અત્યારે તો અભણ મજૂર અને ખેડૂતથી માંડીને વકીલ ડોકટર કે બેરીસ્ટર સૌ કોઈને બેકારીનો રાહુ નડતો હોય છે. યુવાનીને ઉંબરે ઉભેલા આશાભર્યા અને થનગનતા યુવાનો ભીખ નહિ પણ કામની માગણી કરતા એક પછી એક ઓફિસોમાં આથડતા હોય છે એ દ્રશ્યો આજે સામાન્ય થઈ પડયા છે. 'આખું જગત તમારું છે, પુરુષાર્થથી ખેડી ખાવ' એવા પ્રેરક વચનો મોટેરાઓએ યુવાનોને શિખવ્યા હોય છે. પરંતુ આજ યુવકો જગતને પોતાની સક્રિય શક્તિનો લાભ આપવા જ્યારે માગણી કરે ત્યારે ઠેર ઠેરથી તેમને જાકારો મળે છે; 'અહીં નહિ બીજે જાવ' એમ હડસેલાતાં આ જુવાનોને ઘણીવાર પ્રશ્ન થાય છે કે શું અમારા જીવનનો કે શક્તિનો સમાજને કશો ખપ નથી ? શું કેવળ બીનજરૂરી આદમીઓમાં અમારે ભરતી

કરવાની છે? આવી વિચારણાને લીધે જીવનમાં જે નિરાશા ઉત્પન્ન થાય છે, જીવનની જે ફોગટતા જણાય છે, તેમાંથી આપઘાતો જેવા પ્રસંગો બને છે. એક જમાનામાં પ્રેમને ખાતર આપઘાતના બનાવો બનતા; અત્યારના જમાનામાં બેકારીને ખાતર આપઘાતના પ્રસંગો બને છે. અને જેઓ આપઘાત નથી કરતા તેમના જીવનો આપઘાતથી વધુ વેદના નિરાશા અને કારૂણ્યથી ભરપૂર હોય છે. આ પરિસ્થિતિ મીટાવવાના ઉપાયની વિચારણા પહેલા બેકારીના રોગનું નિદાન પહેલા કરી લઈએ તો વધુ ઠીક થઈ પડશે.

દરિયાનું પાણી ખારું કેમ છે તેને લગતી એક જૂની પરીકથા છે. કહે છે કે એક માણસ પાસે એવી જાદુઈ ચકકી હતી કે તે ચલાવે એટલે તેમાંથી જોઈએ તેટલું મીઠું નીકળ્યા જ કરે. આ માણસ આ ચક્કીની મદદથી મીઠું ઉત્પન્ન કરીને ખૂબ કમાયો. તેનો એક ભત્રીજો તેની સાથે રહેતો હતો. તેની એક દિવસ દાનત બગડી કે આ ઘંટી એક દિવસ ઉઠાવીને પરદેશ ચાલ્યા જઇએ તો આપણે પણ અઢળક ધન કમાઈએ. તેથી એક રાત્રે કાકાને સૂતા મૂકીને ઘંટી ઉપાડીને એક વહાણમાં ચડી બેઠો; વહાણ ચાલતું હતું ત્યારે તેના ઉપર નીમકની જરૂર પડી. ભત્રીજાએ તરત જાદુઈ ઘંટી ચાલુ કરીને મીઠું જોઈએ તેટલું કાઢયું, પણ આ ભત્રીજાને ઘંટી ચાલુ કરતા આવડતી હતી પણ બંધ કેમ કરવી તેનો ખ્યાલ નહોતો. તેથી ઘંટીમાંથી તો ઉપરા છાપરી મીઠું ચાલુ નીકળવા માંડયું. મણ, બે મણ, પાંચ મણ, પચ્ચીશમણ એમ વધવા લાગ્યું. ઘણા પ્રયાસો ભત્રીજાએ કર્યાં પણ ઘંટી બંધ જ ન રહે, અને આખરે ઘંટીએ એટલું બધું મીઠું ઉત્પન્ન કર્યું કે મીઠાના બોજને લીધે વહાણ દરિયા તળીએ બેઠું, અને કહે છે કે પેલી ઘંટી દરિયાના તળીએ હજી ફર્યા કરે છે, અને દિવસરાત મીઠું કાઢયા કરે છે. જેને પરિણામે દરિયો ખારો છે. મૂડીવાદ આવી જ એક ઘંટી છે, કે જે

ચાલુ થયા પછી બંધ ન થવાને લીધે સમાજ તળિયે જઈ રહ્યો છે, સંસાર ખારો—સાગરથીયે અતિ ખારો—બની રહ્યો છે.

વર્તમાન બેકારી એ મૂડીવાદી પ્રથાનું જ પરિણામ છે. મૂડીવાદી તંત્રે એવી રચના કરી છે કે જેમાં કેટલાકોને અતિ કામ કરવું પડે છે, તો બીજાને બેકાર રહેવું પડે છે. દ્રવ્યની અસમ વહેંચણીની માફક કામની પણ અસમ વહેંચણી મૂડીવાદમાં અનિવાર્ય થઈ પડી છે. કેટલાકો કામ કરી કરીને અતિકામથી તૂટી જાય છે, તો બીજા કામ મેળવવાના વલખાં મારતાં અધભૂખથી તૂટી જાય છે. કેટલાક શ્રીમંતો પણ કામ વગરના હોય છે, પરંતુ તેમની બેકારોમાં ગણત્રી આપણે નહિ કરીએ, કેમકે તેઓ પોતાના વખતના સ્વામી છે; અને કામ ન મળવાને કારણે જે ભૂખમરો બીજા બેકારોને વેઠવો પડે છે, તેમાંનું તેમને કશું હોતું નથી. બેકારી એટલે માત્ર કામ વગરની સ્થિતિ એટલું જ નથી. જો એટલું જ હોત તો એક રીતે તે આશિર્વાદ રૂપ રાહત રૂપ પણ બની શકત. કેમકે ફરજ બજાવ્યા પછી, કામ પૂર્ણ થઈ રહે પછી આવતી નિવૃત્તિ એ હંમેશાં રાહતરૂપ હોય છે. તેથી જો બધી સામાજિક જરૂરિયાતો માત્ર ત્રીજા ભાગના સમાજની મહેનતથી મળી રહે છે, તો બધાને પરિશ્રમ શા માટે આપવો? અથવા તો વગરશ્રમે બધી સામાજિક જરૂરિયાતો પુરી થઈ રહે તો તે લોકો ભલે નવરા રહે એમાં શું દોષપાત્ર છે? આવી સ્થિતિ હોય તો પછી સવાલ એ ઉભો રહે કે લોકોની આટલી બધી નવરાશ અને ફુરસદનો શેમાં ઉપયોગ કરવો? તેમને કળા, સાહિત્ય કે બીજા સૂક્ષ્મ ક્ષેત્રોમાં કેમ ન રોકવા? પણ હાલની બેકારી આવી જાતની પરિસ્થિતિ નથી. જો હોત તો તેમાં આટલું દર્દ કે વેદના ન હોત. હાલની બેકારીમાં માણસને શારીરિક અને માનસિક બે જાતની યાતના વેઠવી પડે છે. એક તો ભૂખમરો, અને બીજું સામાજિક ઉત્પન્નના કાર્યમાં

તેની શક્તિનો બહિષ્કાર કરવામાં આવે છે, તેથી તેને માનસિક ધક્કો પહોંચે છે; સામાજિક કે આર્થિક દ્રષ્ટિએ પોતાની કિંમત કાંઈ નથી એવું દુઃખદ ભાન દરેક બેકારને થાય છે. એટલે હરીફરીને બેકારીના પ્રશ્નના ઉકેલ અને નિદાન માટે ઉત્પન્ન અને વહેંચણીના અર્થશાસ્ત્ર પ્રત્યે જ આપણે જવું પડશે. કેમકે રોગની જડ ત્યાં રહેલી છે.

આપણે જરાક આજુબાજુ જોઈશું તો તુરત જણાશે કે વર્તમાન બેકારી કૃત્રિમ છે, અસ્વાભાવિક છે. એક જ લત્તામાં ચાર પાંચ ડોકટરો ધંધા વિના માખી મારતા બેઠા હોય છે; અને એ જ લત્તામાં ઘણા દર્દીઓ ડોકટરની સારવાર વિના પીડાતા હોય છે. નોકરીની તલાશમાં ઘણા શિક્ષકો દિવસરાત પ્રયત્ન કરતા હોય છે, પણ તેમની આજુબાજુ જ સેંકડો બાળકો અક્ષરજ્ઞાન વિના પડયા હોય છે. સેંકડો સુતાર, કડિયા અને કારીગરોને આજે રોજ ન મળ્યો એમ કહીને નિરાશ મોઢે પાછા ઘેર જવું પડે છે; ત્યારે બીજીબાજુ હજારો માણસો જરૂરી ઉપસ્કર (ફર્નીચર) કે મકાન વગર ભારે તંગીમાં પોતાના દિવસો ગુજારી રહેલા હોય છે. ' પાસે સુધા સરિત ને મુજ કંઠ શુષ્ક ' જેવી સ્થિતિમાં સમાજ જીવે છે. એકને કામ મળે, તેમની શક્તિનો ઉપયોગ થાય અને બીજા વર્ગની જરૂરિયાત સંતોષાય એવું કેમ ન બની શકે? વચમાં નડતર શું છે? કોઈ જાદુગરના પુતળાંની માફક બન્ને સામસામા ઉભા છે અને જો પૈસાની જાદુઈ લાકડી ફરે તો જ બન્ને અરસ્પરસને ઉપયોગી થઈ શકે તેમ છે. પૈસા ન મળે તો આ બેકારો પોતાની સેવા આપવા તૈયાર નથી; અને બીજી બાજુ જેમને તેમની સેવાની જરૂર છે, એ વર્ગ પાસે તેમને આપવા માટે પૈસા નથી. આથી કામાર્થીઓનો ધસારો જે વર્ગ પાસે પૈસા છે, તેમની તરફ જાય છે અને આવો પૈસાદાર વર્ગ ઘણો નાનો હોવાથી તેઓ ઘણા ઓછા માણસોની સેવા લઈ શકે

છે. આથી થોડાને કામ મળે છે, બાકીના બેકાર રહે છે, અને જેમને કામ મળે તેઓ સમાજની ખરેખરની જરૂરિયાતની વસ્તુ ઉત્પન્ન કરવાને બદલે શ્રીમંતોના મોજશોખો અને તરંગોને અનુકૂળ એવી વસ્તુઓ ઉત્પન્ન કરે છે. આમ આ વિષારી ચક્ર વધુ ને વધુ વિષારી બનતું જ જાય છે. શ્રીમંતો વધુ શ્રીમંતો બને છે; શ્રીમંતોના ઉપજીવિકોના ઘરમાં થોડા ઘણા પૈસા આવે છે; પરંતુ સમાજ એકંદર દરિદ્ર થતો જાય છે. બેકારી વધવાની સાથોસાથ દેશ કે સમાજની સંપત્તિ ઘટતી જાય છે; અને ચક્રવૃદ્ધિ વ્યાજની માફક બેકારી બેકારોને વધારે છે. કેમકે આ બેકારો ગમે તેટલી રોજી મળે તો પણ કામ કરવા તૈયાર હોય છે, એટલે કામદારોનું મહેનતાણું ઘટે છે. અને રોજ ઘટે એટલે તેમની ખરીદ શકિત પણ ઘટે છે, અને ખરીદ શકિત ઘટે એટલા પ્રમાણમાં બીજા ઉદ્યોગ ધંધાઓ પણ ઓછા ચાલે છે.

બેકારીનું એક દેખીતું કારણ યંત્રો છે; જે કામ હાથે કરતાં બે લાખ માણસો જોઈએ ત્યાં યંત્રોમાં પાંચ સાત હજાર માણસો બસ થાય છે. આથી જેમ જેમ વૈજ્ઞાનિક શોધો વધતી જાય છે, તેમ તેમ કામ કરનારા માણસોની જરૂર ઓછી થતી જાય છે. અને આ ફાજલ માણસોને બીજું કામ શોધવું પડે છે; જે સહેલાઈથી મળતું નથી અને બેકારોની સંખ્યામાં વધારો થતો જાય છે. ઈંગ્લાંડમાં યંત્રવાદની શરૂઆતના દિવસોમાં બેકાર કામદારોએ તોફાન અને ભાંગફોડ કરીને યંત્રોને તોડી નાખ્યાના ઘણા દાખલાઓ બન્યા છે. પરંતુ ઈંગ્લાંડને બીજા દેશોના બજારો મળ્યાં તેથી ત્યાંનો પ્રશ્ન થોડો હળવો બન્યો છે, અને જે થોડા ઘણા બેકારો છે, તેમને સરકાર બેકાર ભથ્થું (doles) આપે છે; સરકારી ઉદ્યોગ-ગૃહમાં કામ આપે છે, વગેરે ઉપાયો કરીને બેકારીના તાપને હળવો કરવાનો પ્રયાસ કરે છે. આ ઉપાયો થોડી રાહત આપે છે, પરંતુ દર્દના મૂળને ઉખેડતા નથી; પણ છતાં બેકારભથ્થું આપવામાં

સરકારે એક સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે કે રાષ્ટ્રના દરેક શહેરીને રોજી અને રોટી મેળવવાનો હક્ક છે, અને સરકાર તે આપવા બંધાએલી છે. આ સિદ્ધાંત ઉપરાંત કેવળ સ્વાર્થ દ્રષ્ટિએ પણ બેકારી હળવી કરવા માટે યુરોપની બધી સરકારો પ્રયાસ કરી રહી છે. કેમકે મોટી રાજ્યક્રાન્તિ અને ઉથલપાથલ માટે બેકારી સબળ હથિયાર થઈ પડે છે. बुभुक्षितः किम् न करोति पापम्! એ ન્યાયે મરવાને વાંકે જીવી રહેલા બેકારો ગમે તે સાહસ માટે તૈયાર હોય છે. દરેક માનવીના અંતરમાં પ્રેમ, સેવા અને સર્જનના અંકૂર હોય છે; પણ તે જ્યારે બેકાર બને છે ત્યારે આ અંકૂરો વિકૃત થઈ ને લાવાનું કામ કરે છે.' 'અમે ખાઈશું નહિ તો ખાવા દઈશું નહિ' એમ કહીને ગમે તે કરવા તૈયાર થઈ જાય છે. આથી દરેક પ્રજાકિય સરકાર બેકારીથી બહુ ડરતી હોય છે. આજે જેલોમાં જોઈશું તો ગુન્હાઓમાં બીજા માનસિક તત્વો સાથે બેકારીએ પણ અગત્યનો ભાગ ભજવ્યો છે એમ જરૂર લાગશે. દરેક વસ્તુમાં પોતાના વિનાશના જંતુઓ પણ સાથે હોય છે એ એક વૈજ્ઞાનિક સૂત્ર છે. આ સૂત્ર મૂડીવાદને પણ લાગુ પડે છે. દારૂણુ બેકારી એ મૂડીવાદની હસ્તિ માટે પણ આખરે જોખમી છે એ વસ્તુનું ભાન સૌને થવા લાગ્યું છે, પરંતુ તેના ઉપાયો મૂડીવાદી વર્તુલમાં રહીને થતા હોવાથી બેકારીના રોગનો નાશ નથી થઈ શકયો.

બેકારીના નાશ માટે બીજા દેશોમાં ઉદ્યોગ ધંધાઓ વધુ વિકસાવવામાં આવ્યા છે, લોકોનું જીવનધોરણ ઉંચું બનાવીને ખરીદ શક્તિ વધારવામાં આવી છે. મોટા મોટા તળાવો, બંધો, રસ્તાઓ નહેરો વગેરે પ્રજાકિય કામો ઉપાડવામાં આવ્યા છે કે જેથી બેકારોને કામો મળે. કેટલાક દેશોમાં બેકારોને રોકી લેવા માટે મોટાં મોટાં લશ્કરો ઊભાં કરવામાં આવ્યા છે, જે બીજા દેશોની હસ્તિ માટે ભયરૂપ થઈ પડયા છે. હિંદુસ્તાનમાં મહાત્મા ગાંધીજીએ બેકારી

નિવારણુ માટે ખાદી અને રેંટિયાની હિમાયત કરી છે, કે જેથી ગામડાના કરોડો બેકારોને ધંધો મળે, અને કોઈ એક મૂડીવાદી તેથી શ્રીમંત ન થતાં પૈસો બધો ગરીબ ઘરોમાં જાય. અને ઉત્પન્ન અને વહેંચણીનું સુપ્રમાણુ જળવાઈ રહે. યંત્રોના અનિષ્ટો જોઈને તેમણે યંત્રોનો પણુ વિરોધ કર્યો છે. મહાત્મા ગાંધીજીના હેતુ સાથે ઘણું સામ્ય ધરાવવા છતાં સમાજવાદ તેના ઉકેલમાં તેમનાથી જુદો પડે છે, અને આ ભેદ ઘણો મહત્વનો છે.

સમાજવાદ યંત્રોના અનિષ્ટો સ્વીકારે છે, પરંતુ આ અનિષ્ટોના કારણરૂપ યંત્રો નહિ પણુ જે રીતે તેનો ઉપયોગ થાય છે તે રીત અથવા તો મૂડીવાદી પ્રથા દોષિત છે એમ માને છે. તેથી સમાજવાદ યંત્રોને નાબૂદ કરવા નથી ઇચ્છતો પરંતુ તેના અનિષ્ટો નાબૂદ કરીને જનહિતના સાધન તરીકે યંત્રોનો ઉપયોગ કરવા માગે છે. આ માટે બધા યંત્રો ઉત્પાદનના સાધનો સરકારી માલેકી હેઠળ મૂકવા માગે છે. મૂડીવાદ અને નફાખોરી છે ત્યાં સુધી બેકારીનો સર્વથા નાશ અસંભવિત છે; એમ સમાજવાદ માને છે. તેથી તે મૂળમાં ફેરફાર કરવા મથે છે.

પણુ કોઈ એમ પ્રશ્ન કરે કે જો સમાજવાદ યંત્રોને રાખવા માગતો હોય તો યંત્રોના ઉપયોગને પરિણામે માણસો બેકાર બને છે, યંત્રોમાં ઓછા માણસથી કામ ચાલે છે, તેનું નિવારણુ તેની પાસે શું છે? સાચું છે; જો સમગ્ર આર્થિક સમાજરચનામાં આપણે ફેરફાર કરવા ન માગતા હોઈએ અને એકલા ઉદ્યોગના ક્ષેત્રનો જ વિચાર કરવા માગતા હોઈએ તો તો યંત્રોના પરિણામે આવતી બેકારીથી ભડકીને આપણે મહાત્માજીની માફક યંત્રોને વિદાય આપવાની વસ્તુ જ સ્વીકારવી પડે, પરંતુ સમાજવાદ માત્ર નિષેધાત્મક વિચારશ્રેણી નથી; પણુ માનવી અને સમાજના જીવન આચાર વિષે તેને સક્રિય રીતે કાંઈક કહેવાનું છે. આપણા વર્તમાન

જીવન ધોરણને તે ઘણું કંગાળ અને અપૂરતું ગણે છે. માણસ માત્ર રોટી અને અન્નથી સંતુષ્ટ રહે એમ સમાજવાદ ઇચ્છતો નથી. આદર્શ અને કલ્પનાશીલ સમાજવાદી તો સમાજની દરેક વ્યક્તિને કોઈ બીરલા કે બજાજના જેવા મહાલય અને સુખ સગવડ આપવા માગે છે. અને જો સમાજની બધી વ્યક્તિઓના શ્રમનો સંગઠિત અને વ્યવસ્થિત ઉપયોગ થાય તો આ વસ્તુ મુશ્કેલ નથી એમ માને છે. હાલના ભવિષ્યમાં આ વસ્તુ દૂર લાગતી હોય તો પણ તત્કાળ જીવન ધોરણ અત્યારે છે તેના કરતાં સમાજવાદ ઘણું ચઢાવી શકે તેમ છે. અને આ ચઢેલા જીવન ધોરણને પહોંચી વળવા માટે યંત્રો અને ઉદ્યોગો એટલા ધમધમતા રહેવાના કે જેથી અત્યારના મોટા ભાગના બેકારો તેમાં સમાઈ શકે.

સમાજવાદમાં યંત્રોનો હેતુ સામાજિક જરૂરિયાત માટે ચલાવવાનો હોવાથી જો ચાર કલાક યંત્રો ચલાવવાથી બધાની જરૂરિયાત પૂરતો માલ પેદા થઈ શકે તો યંત્રોને તેથી વધુ ચલાવવાનું કાંઈ કારણ નથી. તેમ દરેક માણસે આઠ કલાક કામ કરવું જ જોઈએ એવા કોઈ સનાતન નિયમને સમાજવાદ સંઘરવા માગતો નથી. જો સામાજિક જરૂરિયાતને પહોંચી વળવા આઠ કલાક કામ કરવું જોઈએ તો આઠ કલાક નહિંતર તેથી ઓછા ચાર, ત્રણ, બે કે એક કલાકનો વખત દરેક માણસ માટે નક્કી કરવામાં સમાજવાદને કોઈ પ્રતિબંધ નડતો નથી. કેવળ રોટી અને વસ્ત્ર જેવી પ્રાથમિક જરૂરિયાત માટે જ દરેક માણસે આઠ આઠ કલાક તનતોડ કામ કરવું અને રોટીના પુરુષાર્થને જ જીવનનો સર્વ પુરુષાર્થ બનાવી દેવો એવી જીવનની સંકૂચિત મર્યાદા સમાજવાદ બાંધવા માગતો નથી. અને તેથી રોટી અને વસ્ત્ર જેવી પ્રાથમિક જરૂરિયાતની ચીજો સૌને ઘણા ઓછા પરિશ્રમે અને સરળતાથી સમાજવાદ પહોંચાડવા માગે છે.

સમાજવાદી રચનામાં માણસોની જરૂરિયાત, કામ કરનારા

સશક્ત પુરુષોની સંખ્યા અને સાધન સામગ્રી એ બધાની ગણત્રી કરીને ઉત્પાદન વ્યવસ્થિત રીતે કરવામાં આવશે. આ ઉત્પાદનના ફળમાં જેમ દરેક માણસનો હિસ્સો મળવાની દરેકને ખાત્રી આપવામાં આવશે તેમ દરેક માણસોને તેની શક્તિ અનુસાર કામ પણ આપવું પડશે. આ ઉત્પાદનના કાર્યમાં જરૂરી એટલો વખત પછી તે રોજના બે, ચાર કે છ કલાક આવતા હોય તેટલો વખત માણસ કામ આપીને બાકીનો વખત પોતાને મનગમતા વિષયો અને શોખોને કેળવવા પાછળ ગાળી શકશે.

દરેક માણસને પોતાના વખતનો પોતે સંપૂર્ણ સ્વામી બનવાની આકાંક્ષા હોય તે સ્વાભાવિક છે, અને તેને લક્ષ્યમાં રાખીને તે પોતાની પ્રવૃત્તિઓ કરે છે. અને જે સમાજરચના માણસને વધુમાં વધુ આ આદર્શ પ્રત્યે ખેંચી જાય તે રચના આદર્શ મનાવી જોઈએ. કેટલાક સમાજવાદી આંકડાશાસ્ત્રીઓની ગણત્રી છે કે જો દુનિયાના બધા માણસો કામ કરે, અને તે યંત્રોની મદદથી વ્યવસ્થિત રીતે થાય તો દરેક માણસને ફક્ત દોઢ બે કલાક કામ કરવું પડે અને છતાં બધાને અન્ન, વસ્ત્ર અને રહેવાને મકાન ફર્નીચર વગેરે મળી રહે. કેવળ રોટી માટે થતું અત્યારનું વૈતરું જીવનમાંથી અદ્રશ્ય થઈ જાય.

આમ સમાજવાદી રચનામાં બેકારી અસંભવિત બની રહે છે. માણસને ઓછા કલાક કામ કરવું પડે એ બેકારી નથી. તેમ માણસને પુરસદ મળશે તો સેતાન તેના ઉપર ચડી બેસશે એટલો બધો માણસ જાતમાં સમાજવાદને અવિશ્વાસ નથી. શ્રી નરહરિ પરીખ અને શ્રી કિશોરલાલ મશરૂવાળા જેવા વિચારકો મહાત્માજીની માફક માણસે રોટી માટે સખત પરિશ્રમ તો કરવો જ જોઈએ એ વસ્તુને અચળ ભૂમિકા તરીકે લઈને આગળ ચાલે છે કે જો માણસ રોટી માટે આઠ કલાક કામ નહિ કરે તો તેના વખતનો તે દુરૂપયોગ કરશે. આ વિચારકો પ્રત્યે પૂર્ણમાન ધરાવતાં છતાં લેખક તેમની સાથે સંમત થઈ શકતો નથી. માનવ સ્વભાવના

અવિકસિત અંગોની ભાવિ પ્રગતિ કેટલી થઈ શકે તેનો ખ્યાલ અત્યારના અલ્પજીવી લોકોના ધોરણ ઉપરથી ન નીકળી શકે. તેમ માણસોને જો ફુરસદ મળશે તો તેનો ઉપયોગ તેઓ કળા, સંગીત, સાહિત્ય, ચિત્રકામ, ચિંતન અને બીજી સૂક્ષ્મ અને બૌદ્ધિક સંપત્તિઓ ખીલવવામાં નહિ ગાળે પણ દુરૂપયોગ કરશે એવી અશ્રદ્ધા શા માટે ?

રોટી પાછળ ખર્ચાતી જહેમત માણસની ઓછી થાય તો પણ બીજા ઘણા ક્ષેત્રો એટલા બધા અણખેડયા પડયા છે કે જેમાં માણસના પુરુષાર્થને પૂરતો અવકાશ રહેશે. આ ભય અસ્થાને છે. મુંબઈમાં ગુમાસ્તાઓને અઠવાડિક રજા આપનારો ગુમાસ્તા ધારો અમલમાં આવ્યો ત્યારે ઘણા શેઠિયાઓ ગુમાસ્તાઓની દયા ખાતા હતાં કે અરેરે, આ બાપડા રજાનું શું કરશે ? વાતોના ચાપડામાં કે નાટક ચેટકમાં વખત અને પૈસા બગાડશે. તેમની આ દલિલો સાચા દિલની હોય તો પણ તેમાં વજુદ નથી એમ સૌ કોઈ સ્વીકારે છે, તેવી જ રીતે જો યંત્રોની મદદથી માણસને રોટી અને વસ્ત્ર ઓછી મહેનતે સરળતાથી મળી જાય તો માણસ અપુરુષાર્થી બની જશે અથવા તો સેતાન તેના ઉપર સ્વારી કરશે એવો ભય રાખવાનું કારણ નથી. કદાચ ખરેખર સાચો સમાજવાદ સ્થપાય તો સેતાનને પણ કોઈ નવાજ લેબાશમાં નવીન સમાજમાં આવવું પડે; અથવા તો પોતાના કાર્યક્રમ તરીકે કોઈ બીજી દુનિયા પસંદ કરવી પડે.

આમ સમાજવાદ બેકારીના રોગને મૂળમાંથી ઇંજેકશન આપીને તેને સાફ કરે છે. જેમ અંધારામાં દિવો મૂકીએ એટલે અંધારૂં આપોઆપ ચાલી જાય છે, તેને કાઢવું પડતું જ નથી તેમ સમાજવાદી તંત્રની સ્થાપના સાથેજ બેકારીનો અંધકાર કાયમની વિદાય લે છે.

અત્યાર સુધી આ પ્રશ્ન છણતાં આપણે ઉદ્યોગો અને યંત્રોનો વિચાર કર્યો; પણ માનવ સમાજનો જે મૂળ ઉદ્યોગ ખેતીનો છે તે વિષે સમાજવાદને શું કહેવાનું છે તે આવતા પ્રકરણમાં વિચારીશું.

## પ્રકરણ દસમું

## સમાજવાદ અને ખેતી.

**જ્યારે** જ્યારે સમાજવાદનો આપણે વિચાર કરીએ છીએ ત્યાર ત્યારે આપણી સમક્ષ મુખ્યત્વે ઉદ્યોગો, યંત્રો અને સંઘ જીવનના ખ્યાલો આવે તે સ્વાભાવિક છે; કેમકે સમાજવાદી વિચાર શ્રેણીનો ઉગમ મુખ્યત્વે ઉદ્યોગ અને યંત્રો દ્વારા મૂડીવાદ ગરીબોનું જે શોષણ કરી રહ્યો છે, અને સમાજમાં જે અનેક અનિષ્ટો તેને પરિણામે ફેલાયા છે; તેના નાશની વિચારણામાંથી સમાજવાદી વિચાર વૈજ્ઞાનિક રીતે ઘડાયો છે. પરંતુ તેથી ખેતી સંબંધી તેને કશું કહેવાનું નથી એમ કોઈ રખે માને. માનવજાતના પ્રાથમિક તબક્કામાં મૂળ જ્યારે દરેક માણસ પોતે જાતે જમીન ખેડીને પોતાની જરૂરિયાત ઉભી કરી લેતો ત્યારે એક જાતનો કાચો સમાજવાદ જ અસ્તિત્વમાં હતો એમ કહી શકાય. અથવા તો બીજી રીતે એમ કહી શકાય કે મૂડીવાદના એવા કોઈ અનિષ્ટોજ નહોતા કે જેની સાફસુફી માટે સમાજવાદની જરૂર પડે. પરંતુ માનવ જાત જેમ જેમ કહેવાતા વિકાસને પંથે પળી, અને માણસ માણસની ખાંધે ચડીને ચાલતા શિખ્યો ત્યારે આ ખેતીમાંથી એક જાતની જમીનદારશાહી પેદા થઈ અને એક માણસ ઝાઝી જમીનનો માલેક બન્યો અને તેણે પોતાના સમોવડીયા ખેડૂત હતા તેને માત્ર ઉભડ બનાવ્યા. આમ

માણસના લોભમાંથી શોષણચક્રની શરૂઆત થઈ. અને જેમની પાસે હવે જમીન નહોતી તેમજ બીજી મિલકત નહોતી તેઓ કેવળ ઉભડ અને શ્રમજીવી બન્યા. પોતાની મજૂરી કે શ્રમ વેચીને જીવવાનો એક માત્ર રસ્તો તેમની પાસે રહ્યો. રાજા, જમીનદારો અને ઉમરાવોનો નવો વર્ગ ઉભો થયો કે જેમનો નિભાવ ખેડૂતોની મજૂરી અને ખેતીના મહેસૂલ ઉપર થતો. અને ખેતીમાં જેમનો સમાસ ન થયો તેવા ઉભડ મજૂરો ઉદ્યોગ અને યંત્રોમાં જોડાયા કે જ્યાં મૂડીવાદીઓએ તેમનો કસ કાઢયો. આવી રીતે સામાન્ય શ્રમજીવીની ખેતીથી ઉદ્યોગ સુધીની ગતિ થઈ, અને જેમ જેમ જમાનો આગળ વધતો ગયો, તેમ રાજાઓ અને સરદારોની ઉપયોગિતા ઘટતી ગઈ. મૂડીવાદના વિકાસમાં તેમની અનિયંત્રિત સત્તા નડતર રૂપ લાગવા મંડી. આથી રાજાઓ અને સરદારોની પ્રતિષ્ઠા અને સત્તા તોડવામાં મૂડીદાર વર્ગે સારો ફાળો આપ્યો છે. આમ ખેતી અને ઉદ્યોગ બન્ને જોડિયા ભાઈબહેન જેવા છે. અને સમાજવાદ બન્નેની વિશિષ્ટ રચના કરવા માગે છે. મૂડીવાદની માફક જમીનદારશાહી પણ સમાજવાદને ત્યાજ્ય છે. એટલે મૂડીવાદને રાજાશાહી અણગમતી હોવા છતાં સમાજવાદ સામે પોતાના રક્ષણ માટે રાજાશાહી સાથે મૂડીવાદ દોસ્તી કરતો ઘણીવાર જણાય છે.

દુનિયામાં ત્રણ મોટા દેશો ચીન, હિંદ અને રશિયા ખેતી પ્રધાન દેશ છે. તેથી ખેતી સંબંધમાં જો સમાજવાદને કશું કહેવાનું ન હોય તો સમાજવાદ આ દેશો માટે ઉપયોગી નહિ થઈ પડે એમ માનવું પડે; પરંતુ સમાજવાદી વિચારશ્રેણીએ રશિયા અને ચીનમાં વધુ ઘર કરેલ છે, અને હિંદમાં પણ તે ફેલાતો જાય છે. યંત્રોના જેવા અનિષ્ટો ખેતીમાં કોઈએ જોયા નથી. ઉલટું ખેતીમાં તો ખેડુતની સર્વ સર્જનાત્મક શક્તિઓને કામ મળે છે. ખુલ્લી હવામાં તંદુરસ્ત વાતાવરણમાં અને કુદરતના સાનિધ્યમાં બારે કલાક ખેડુતને કામ કરવું પડે છે. આથી જ જૂની કહેવતમાં ખેતીને ઉત્તમ કહેવામાં

આવી છે. ખેતીમાં જો કાંઈ પણ અનિષ્ટ હોય તો ખેડુત પાસેથી લેવામાં આવતું વધુ પડતું મહેસૂલ છે, કે જેને પરિણામે ખેડૂતની હાલત અતિશય કંગાલ રહે છે, અને ખેતી આર્થિક દૃષ્ટિએ ન પોષાય તેવો ધંધો બની રહે છે, છતાં કરોડો માણસો ખેતીમાં પડ્યા છે કેમકે તે છોડીને શું કરવું તેનો તેમની પાસે કશો માર્ગ નથી. તેથી દેવામાં ઉંડા ઉતરતા જઈને પણ તેઓ ખેતી ચાલુ રાખે છે. સંજોગો અને વાતાવરણના ફેરફારને લીધે મજૂર અને ખેડૂતના સ્વભાવમાં પણ ફરક હોય છે. ખેડૂતમાં કંઈક અંશે પોતે જમીન ખેડતો હોવાથી માલેકીભાવ હોય છે; અને સંઘવૃત્તિ ઓછી હોય છે. આથી ઉદ્યોગમાં કામ કરતા કામદારોનું સંગઠન જેટલી સહેલાઈથી થાય છે, તેટલું સહેલાઈથી ખેડુતોનું સંગઠન થતું નથી. ખેડૂતમાં કંઈક અંશે સ્વતંત્ર વ્યક્તિત્વ હોય છે. એટલે આદિમાનવના જમાનાની માફક આજે જો બધા ખેતી કરતા હોત અને પોતપોતાની જમીન ઉપરની ખેતી સંભાળીને રહેતા હોત તો કદાચ સમાજવાદનો ઉગમ આટલો વહેલો ન થાત, પણ વધતા જતા સુધારાની સાથે સામાજિક જીવન પણ વધુને વધુ ગૂંચવાડાભર્યું બનતું જાય છે; જેની ગૂંચો દૂર કરવા માટે સમાજવાદી વિચાર-શ્રેણીના પ્રકાશની જરૂર રહે છે.

આજની ખેતીમાં મુખ્ય દોષો બે રહેલા છે, એક તો આકરું મહેસૂલ અને બીજું અલગ અલગ નાના નાના જમીનના ટુકડા ઉપર પુરાણી પદ્ધતિએ ખેતી કરવાથી થતું ઓછું ઉત્પન્ન અને વધુ ખર્ચ. સમાજવાદ આ બન્ને પરિસ્થિતિ મીટાવવા માગે છે. મહેસૂલ નક્કી કરતાં પહેલાં ખેતી ઉપર નભનારા ખેડૂતના જીવન નિર્વાહની જોગવાઈ પહેલાં થવી જોઈએ, અને બીજું જમીનના અલગ અલગ ટૂકડાની છૂટક છૂટક ખેતી કરવાને બદલે અદ્યતન યંત્રો અને વૈજ્ઞાનિક ખાતર સાથે સમુહ ખેતી થવી જોઈએ એમ સમાજવાદ માને છે. આ રીતે ખેતી થવાથી અત્યારે

જે દુર્વ્યય થાય છે, તે બચશે અને તે ઉપરાંત પાક પણ અત્યારના કરતાં ઘણા મોટા પ્રમાણમાં થશે. આ ઉપરાંત ખેતરની જમીન ઉપર અને તેના પાક ઉપર કોઈ એક વ્યક્તિ પછી તે ખેડૂત હો તો પણ તેની અંગત માલેકીનો હક્ક સમાજવાદ સ્વીકારતો નથી. ખેડૂતો ખેડે છે, માટે જમીન અને બધો પાક ખેડૂતોનો એમ સમાજવાદ સ્વીકારતો નથી.

સમાજવાદી રચનામાં જમીન અને તેનો પાક બન્ને સાર્વજાનિક મિલકત હશે. આપણી જૂની એક કહેવત છે કે ધરતી તો અઢારે વર્ણની. જે વખતે સમાજવાદનું નામ નહોતું તે જમાનાની આ જૂની કહેવતમાં ઘણો વ્યવહારૂ અર્થ સમાયેલો છે. કેમકે જો ધરતી અને પાક ઉપર બધો માલેકી હક્ક ખેડૂતોને આપવામાં આવે તો દુનિયાના બધા માણસો ખેડૂત થવા પ્રેરાય. અને ખેતી ઉપર દબાણ વધે. તેથી સમાજવાદ ધરતી અને પાક ઉપરનો માલેકી હક્ક ખેડૂતને આપતો નથી. અલબત્ત આકરા મહેસૂલના દબાણ હેઠળ શોષાતા ખેડૂતોને પોતા પાસે કાંઈ વધે નહિ છતાં, વર્ષોથી પાકનો માલિક પોતે છે એમ માનવાની જે ટેવ પડી છે, તેથી નવી સમાજવાદી પ્રથા સ્વીકારતાં તેના મનને અતિ કષ્ટ પડે છે, અને તેઓ ઘણીવાર વિઘ્ન નાખે છે. રશિયામાં કુલાક તરીકે ઓળખાતા ખેડૂતોએ આવીજ રીતે વિરોધ કર્યો હતો. રશિયામાં ઝારના હાથ નીચે ખેડુતો ઘણા રીબાતા હતા, તેમની સ્થિતિ ઘણી કંગાળ હતી; છતાં જ્યારે લેનીને સત્તાસૂત્ર હાથમાં લીધા પછી એવા હુકમો નીકળ્યા કે દરેક ખેડૂતે પોતાના કુટુંબની જરૂરિયાત પૂરતો પાક રાખીને બાકીનો બધો રાજ્યની તિજોરીમાં જમે કરાવવો; ત્યારે ખેડૂતોને થયું કે જો પાક ઉગાડીને વધારાનો રાજ્ય લઈ જાય છે, તો પછી આપણે વધુ ઉગાડવાની મહેનત જ શા માટે કરવી ? આવી સ્વાર્થી અને અલ્પદિલ વિચારણાથી પ્રેરાઈને ખેડૂતોએ માત્ર પોતાના કુટુંબની જરૂરિયાત પૂરતું જ અનાજ ઉગાડયું. અને જ્યાં વધુ

ઉગ્યું ત્યાં ખેડૂતોએ તેટલા વધારાના પાકનો નાશ કરી નાખ્યો. ખેડૂતોની આ મનોદશાથી દેશમાં અનાજનો પાક ઘણો ઓછો થયો. અને તેથી લેનીનની સરકારને કડક અને ફરજિયાત પગલાં લેવા પડયા, અને ગુન્હાહિત ભાંગફોડ (sabotage) ના આરોપસર ઘણા ખેડૂતોને ભારે સજાઓ કરવામાં આવી, પણ છતાં પરિસ્થિતિ નહિ સુધરી તેથી ખેડૂતોને તેમના ઉત્પન્નના પ્રમાણમાં થોડા વિશેષ અધિકારો આપવામાં આવ્યા, કે જેથી દેશની સંપત્તિનું ઉત્પાદન ઓછું ન થાય.

ઉદ્યોગોની માફક ખેતીમાં પણ સમાજવાદ પાકનું ઉત્પન્ન સાર્વજનિક હિત અને ઉપભોગ ખાતર કરવા માગતો હોવાથી મોટા પાયા ઉપર સમુહ ખેતી કરવાનું, વધુ યંત્રોનો અને રસાયણિક ખાતરો વાપરવાનું વગેરે અનેક પ્રયોગો માટે તેમાં અવકાશ છે. રશિયામાં આજે ગામડાઓની સંયુક્ત ખેતી થાય છે. નવા યંત્રોનો ઉપયોગ થાય છે, વૈજ્ઞાનિકની સલાહ અનુસાર રસાયણિક ખાતરો વપરાય છે, અને પરિણામે ખેતીના દિદાર ફરી ગયા છે. હિંદમાં આજે પણ હજાર વર્ષ પહેલાં જે રીતે ખેતી થતી હતી તેજ રીતે અને તેજ સાધનોની મદદથી ખેતી થાય છે, પરિણામે ખેતીનું ઉત્પન્ન ઘણું ઓછું છે, અને ખેડૂતની કંગાલિયત વર્ણનાતીત છે. ઝારના અમલ હેઠળ રશિયાના ખેડૂતની પણ આવી જ દુર્દશા હતી, પણ સોવિયેટ સરકારે ખેડૂતની આખી શિકલ બદલી નાખી છે, અને પંચવર્ષીય યોજના, ત્રિવાર્ષિક યોજના એવી ઘણી યોજનાઓ ઘડીને દેશને સમૃદ્ધ બનાવવાનું કામ ધમધોકાર ચાલું કર્યું છે. હિંદ અને ચીન જેવા દેશમાં આવા પ્રયોગો માટે ખૂબ અવકાશ છે, અનિવાર્ય જરૂરિયાત છે.

હિંદના ખેડૂતની ગરીબાઈ એ ઇતિહાસ પ્રસિદ્ધવાત છે. ખેતી ઉપાડી શકે તેના કરતાં અનેક ગણા માણસો આજે બીજા ધંધાના

અભાવે ખેતીમાં પડયા છે, જેમાં વર્ષના છ માસ આ માણુસો તદ્દન બેકાર રહે છે. આ ખેતી જો સાર્વજનિક બનાવવામાં આવે અને નહેરો, જળબંધ વગેરે ઉપાયો દ્વારા સરકાર તેને ફળદ્રુપ બનાવવામાં જહેમત ઉઠાવે તો ખેતી અને ખેડૂત બન્ને આબાદ થાય. ઉદ્યોગોના જેટલી જ ખેતીને પણ સમાજવાદી સંસ્કરણની જરૂર રહે છે. પણ ખરી વાત તો એ છે કે સમાજવાદ એ નવીન ધોરણે ઘડાયેલી અર્થરચના હોવાથી તે સર્વક્ષેત્રમાં લાગુ પડે તો જ કારગત નીવડી શકે છે. સમાજજીવનના કોઈ એક ભાગ કે એક ધંધા ઉદ્યોગને લાગુ પાડવાનું લગભગ અશક્ય બને છે. જંગલો અને અણખેડાણ જમીનનો ઉપયોગ અને બીજા અદ્યતન સાધનોનો ઉપયોગ થાય તો અનાજનો પાક તો દેશમાં જોઈએ તેટલો ઉતરે તેમ છે. ફક્ત તેની વહેંચણીનો સવાલ મુશ્કેલી ભર્યો છે, જેનો સાચો ઉકેલ સમાજવાદ સિવાય ભાગ્યેજ બીજી કોઈ પદ્ધતિ સૂચવી શકે.

# પ્રકરણ અગિયારમું

## કામનું પ્રેરક બળ

**પણ** કોઈ રહેજે પ્રશ્ન કરશે કે માણસો એવી રીતે અંગત નફા કે સ્વાર્થની આશા વગર કામ કરશે? જે લોકો પ્રામાણિક પણે અને કુશળતાપૂર્વક જહેમત ઉઠાવે તેને બીજા આળસુ અને અકુશળ માણસની સરખામણીમાં શું ફાયદો? શું સમાજવાદી રચનામાં માણસો બધા દેવ થઈ ગયા હશે કે તેમનું પ્રેરક બળ અંગત સ્વાર્થ નહિ રહે? અને જો માણસો ખરેખર દેવ થઈ ગયા હોય તો પછી તેમને બાહ્યરચનાના નિયમનની શું જરૂર છે? જ્યારે મૂડીવાદ, જમીનદારશાહી કે રાજાશાહીનો ઉગમ પણ નહોતો થયો એવા આદિકાળમાં સમાનતા તો હશે જ, અને એ સમાનતામાંથી અસમાનતા કરનાર માનવસ્વભાવ શું લુપ્ત થઈ ગયો છે?

સાચું છે આ માનવ સ્વભાવ લુપ્ત પણ નથી થયો, અને માણસો દેવ પણ નથી થયા. અને આજે પણ એક અલગ ટાપુ ઉપર ૫૦ માણસ રાખીને દરેકને સમાન જમીન અને સમાન સાધન આપીએ તો પણ ૫૦ વર્ષે તેમાં અસમાનતા આવી જવાની. પણ જો તેમનામાં ચોક્કસ સમાજવાદી દ્રષ્ટિબિંદુ હશે તો અસમાનતા કદાચ હશે પરંતુ આ અસમાનતા શોષણના પરિણામે નહિ હોય તેમજ શોષણના સાધનરૂપ નહિ બને. માનવ સ્વભાવ પણ સંજોગો અને વાતાવરણના ફેરફાર

મારફત ઘડી શકાય છે, ફેરથી શકાય છે. ફળ પાકે છે ત્યારે તેના ઉપર અંદરની અને બહારના તડકા પવન અને હવામાનની એમ આંતરિક બાહ્ય બન્ને ક્રિયાઓ ચાલે છે. તેવીજ રીતે જો માણસને દેવ બનાવવો હોય તો તેના મનને સુધારવાની ક્રિયાની સાથોસાથ તેના બાહ્ય સંજોગોમાં પણ ફેરફાર કરવાની જરૂર રહે છે. સંજોગો ફેરવીએ તો બધું ઠીક થઈ રહેશે એ જેમ એકાંગી સૂત્ર છે, તેમ મન સુધારીએ તો બીજું કશું સુધારવાની જરૂર નથી એ પણ એકાંગી સૂત્ર છે. મહાન સમાજધૂરીણોએ માણસના મનને કેળવવાની સાથોસાથ તેના બાહ્ય સંજોગો અનુકૂળ બનાવવા ઉપર પણ એટલોજ ભાર મૂકયો છે. તત્વત : મનુષ્ય સ્વભાવ એક હોવા છતાં સહરાના રણમાં રહેનાર માણસ, ઉત્તર ધ્રુવમાં રહેતો માનવી, વઝીરીસ્તાનમાં પોતાની બંદૂક ઉપર મુસ્તાક રહેતો આફ્રીદી અને લંડનમાં કોઈ આલેશાન મહેલમાં પોતાની ચેક બુક ઉપર તાગડધીન્ના કરતો માનવી એ બધાના સ્વભાવમાં ઘણો ફરક જણાશે. આ વસ્તુ આસપાસના સંજોગો અને વાતાવરણ મનુષ્ય સ્વભાવને ઘડવામાં કેટલો ફાળો આપે છે, તેનો દાખલો પૂરો પાડે છે. મનુષ્ય ખરેખર ઇશ્વરનો અંશ હોય તો રોગ, ભૂખ અને દુ:ખમાં મરવાનું તેનું અંતિમ નિર્માણ હોઈ શકે નહિ; ઇશ્વરના માનસિક અને ભૌત્તિક ઐશ્વર્યનો વારસો મેળવવાનો ઇશ્વરના દરેક સંતાનનો જન્મસિદ્ધ અધિકાર છે. દરેક મનુષ્યને આ અધિકાર પ્રાપ્ત થાય તે માટે અનુકૂળ વાતાવરણ સમાજવાદ ઉભું કરવા માગે છે.

સમાજવાદી રચનામાં પ્રેરકબળ શું હશે તેનો વિચાર કરતાં પહેલાં અત્યારના મૂડીવાદી સમાજમાં પ્રેરક બળ શું છે તેનો વિચાર કરીએ. અત્યારે પણ માણસો સખત પરિશ્રમ ઉઠાવીને કામ કરે છે. તેના પ્રેરક બળમાં જોઈએ તો પોતાની જરૂરિયાત અથવા તો વધુ ને વધુ માલેતુજાર થવાની આશા હોય છે. જે લોકો મજૂર છે તેઓ કદી પોતે માલેક થશે એવી આશાથી પ્રેરાઈને કામ કરતા હોતા નથી;

પણ માલેકો હોય છે તે વધુ શ્રીમંત થવાની અને એક મીલ હોય તો બે કે વધુ મીલોના માલેક થવાની આશાથી પ્રેરાઈને કામ કરે છે. આમ મૂડીવાદી રચના થોડા ગણ્યા ગાંઠયા શ્રીમંતોને મોટું પ્રેરકબળ આપે છે, જ્યારે બાકીના શ્રમજીવીઓને માત્ર રોટી પૂરતું સંકૂચિત પ્રેરકબળ હોય છે. બાર આના કે રૂપિયો રોજ કમાનારો મજૂર મરે ત્યારે પણ એટલું જ કમાતો હોય છે.

ત્યારે આ લાખો મજૂરો આટલી નાનકડી પ્રાપ્તિ માટે તૂટી જાય ત્યાં સુધી કામ કેમ કરે છે તેની એક બીજા કરૂણ બાજુ પણ છે. કામ ન કરે તો ભૂખમરો અને બેકારીના જડબામાં તેમને પડવું પડે છે; કેમકે એક કામદારની જગ્યા લેવા બીજી સો બેકાર કામદારો તૈયાર ઉભા હોય છે. આવી પરિસ્થિતિમાં મૂડીવાદીઓને મન મજૂરોની મજૂરીની કાંઈ કિંમત ન હોય એ સ્વાભાવિક છે; તેમ કામદારો પણ કોઈ જાતના ઉમંગ વગર બેકારી અને ભૂખમરાના ભયને લીધે કામ કરવા જાય છે. અને આ ભય એવો ભયંકર હોય છે કે લાખો કામદારો કામ કરી કરીને તૂટી જવાનું પસંદ કરે છે, પરંતુ બેકારી નથી પસંદ કરતા. કેમકે તેમની વૃદ્ધાવસ્થામાં તેમને પાળવાની માલેકોની રાજ્યની કે બીજા કોઈની જવાબદારી હોતી નથી. અગાઉના જમાનામાં જ્યારે ગુલામીનું અસ્તિત્વ હતું ત્યારે ગુલામો મરી જાય તે માલેકોને પરવડતું નહોતું કારણકે ગુલામો તેમને ખરીદવા પડતા. પણ અત્યારે આઝાદીના જમાનામાં કોઈ કામદાર મરી જાય તો માલેકોને કશું ખોવાનું હોતું નથી. ખોડા ઢોરોને માટે પાંજરાપોળ હોય છે, પરંતુ જીવનભર હાડ માંસ ખરચી ખરચીને જેમણે સંપત્તિના સર્જનમાં ઇચ્છાએ કે અનિચ્છાએ ફાળો આપ્યો છે, તેઓ જ્યારે નકામા થાય ત્યારે તેમને સંઘરવા માટે કે આશ્રય આપવા માટે પાંજરાપોળો પણ નથી! જો કે આ પરિસ્થિતિને હળવી બનાવવા માટે ઇંગ્લાંડ અને યુરોપના બીજા દેશોમાં વૃદ્ધાવસ્થાના પેન્શનો આપ-

પાના સમાજવાદી કાયદાઓ થયા છે ખરા. આમ મૂડીવાદ પણ અમુક જરૂરિયાતના દબાણને વશ થઈને સમાજવાદના અમુક અંશો ગ્રહણ કરે છે; જેમ બેકારોને ઇંગ્લાંડ વગેરે દેશો બેકાર ભથ્થું પણ આપે છે. પણ આવી રીતે માણસના સ્વમાનને હણીને તેને નિભાવવામાં કશી સાર્થકતા નથી. અને આખરે તો વૃદ્ધાવસ્થાના પેન્શનો કે બેકારોને અપાતા ભથ્થાંઓ બધાનો બોજ પ્રજા ઉપર જ આવે છે, તો આ સીદીભાઈના ડાબા કાન જેવી અવળી પ્રથા શા માટે ? ક્યાં સુધી ? પહેલાં મારીને પછી ગાલ પંપાળવા જેવી આ વાત છે.

ત્યારે આપણે જોયું કે મૂડીવાદમાં લાખો શ્રમજીવીઓને માટે બેકારી અને ભૂખમરાનો ભય અથવા બહુ તો નજીવું મહેનતાણું એજ પ્રેરક બળ હોય છે. હવે સમાજવાદ હેઠળ પ્રેરક બળ શું હોય છે તે વિચારીએ. સમાજવાદનું પહેલું પ્રેરક બળ તો એ છે કે એ દરેક શ્રમજીવી પાસેથી ભાડુતી વૈતરા તરીકે કામ ન કરાવતા એક સહકારી કુટુંબના સમાન ભાગીદાર તરીકે કામ કરાવે છે. તેની મજૂરીની અને શક્તિની પૂરેપૂરી કદર કરવામાં આવે છે. તેને આગળ વધવાની પોતાની શક્તિનો પૂરેપૂરો વિકાસ સાધવાની સંપૂર્ણ તક મળે છે. અને દરેક કામ કરનાર જાણે છે કે પોતાના પરિશ્રમમાંથી ઉત્પન્ન થતી દોલતમાં તેનો પૂરેપૂરો હક્ક રહેવાનો છે. અલબત્ત સમાજવાદમાં એક વસ્તુ જો કોઈને ફરજિયાત જેવી લાગે તો તે રહેવાની કે દરેકે કામ તો કરવું જ પડશે. વૃદ્ધ, બાળક, સગર્ભા સ્ત્રી કે અપંગ સિવાય બીજા કોઈને કામ કર્યા સિવાય બદલો નહિ મળે. આજે મુઠ્ઠીભર શ્રીમંતો જે આળસાઈ અને ઉપભોગનો ઇજારો ભોગવે છે, તે તેમનો જરૂર રદ થશે. જેમ દરેકને પોતાના ભાગનો પરિશ્રમ ઉઠાવવાનો રહેશે, તેમ નવરાશ, સુખ સગવડ અને ઉપભોગમાં પણ દરેકને ભાગે પડતો હિસ્સો મળી શકશે. પણ આ સમાન હિસ્સો અને સમાન

પરિશ્રમનો અર્થ એ નથી થતો કે બધાને સરખા પગાર મળશે. સાત આઠ વર્ષની જહેમત ભરી તાલિમ લઈને તૈયાર થયેલ કુશળ ડૉકટર અને એક 'સાવરણી વાળવાની લાયકાત ધરાવનાર બન્નેને સમાન પગાર મળશે એમ સમાજવાદ નથી કહેતો. અલબત્ત સામ્યવાદ એવી આદર્શ સ્થિતિ કલ્પે છે કે જેમાં માનવસમાજ આખો કુટુંબની માફક રહેતો હોય અને એક ડૉકટર હોય અને બીજો ઝાડુવાળો હોય તો પણ બધા સુખસગવડ અને સામાજિક દરજ્જો સરખા ભોગવતા હોય. દરેક સારા કુટુંબમાં તો એવી સ્થિતિ હોય જ છે કે જેમાં એક ભાઈ ૫૦૦ કમાતો હોય અને બીજો ૫૦ કમાતો હોય તો પણ ઘરની સુખસગવડ બન્નેને સરખી મળે છે, અને ઘરમાં બન્નેનો દરજ્જો અને આદર સમાન હોય છે. પરંતુ સમાજ એવી આદર્શ સ્થિતિએ ન પહોંચે ત્યાં સુધી માણસ માણસની કામ કરવાની શક્તિ અને તાલિમ અનુસાર તેમના પગારમાં થોડો ફરક રાખવાનું સમાજવાદ જરૂરી માને છે.

સૈકાઓ થયાં માણસમાં અંગત લાભ થાય તોજ કામ કરવાની અને બીજા કરતાં વધુ જહેમત ખર્ચવાની ટેવ પડી છે, તેથી બીજા કરતાં આગળ આવવાની, અને વધુ શક્તિ ઉઠાવવાની માણસની વૃત્તિ પગારમાં થોડો ફરક રાખીને સતેજ રાખવાનું સમાજવાદને જરૂરી લાગે છે. પણ આ ફરક હિંદુસ્તાનના વાઇસરોયને દર મહિને ૨૨૦૦૦ રૂા. મળે અને પટ્ટાવાળાને મહિને પૂરા ૨૨ રૂા. પણ ન મળે એવો મોટો તો કદી નહિ હોય. પટાવાળાને રૂા. ૫૦ મળતા હશે તો બીજા બહુ શક્તિશાળી અને સમાજને ઘણા ઉપયોગી એવા ભદ્ર બુદ્ધિમાનને કદાચ ૨૫૦ રૂા. મળે એવો ફરક રહેશે. રશિયામાં પણ આજે પગાર અને આવકમાં આવા ફેરફારો તો છે જ; પણ માણસની કામ કરવાની શક્તિ અનુસાર તેને મળતા જાહેર આદરમાનમાં ઘણો ફરક પડશે. સમાજની વધુ ઉપયોગી અને વધુ કિંમતી સેવા કરનારને પ્રજા જરૂર

વધુ આદરમાન આપશે પરંતુ આ આદરમાન તેને એવી સ્થિતિમાં તો કદી નહિ મૂકે કે જેથી તે બીજાનું શોષણ કરી શકે. સારા કામ માટે સારો બદલો જરૂર મળશે.

સમાજવાદ વિષે ઉપરછલ્લો વિચાર ધરાવનાર ઘણીવાર કહે છે કે સમાજવાદ આખી પ્રજાને શું મજૂર બનાવી દેવા માગે છે? બધા મજૂરી કરે તોજ ખાવા મળે એવી પરિસ્થિતિ જો ઉભી કરવામાં આવે તો દેશના કળાકારો, સાહિત્યકારો અને બુદ્ધિજીવીઓનું શું? શું કવિવર ટાગોર જેવાને પણ એમ કહેવું કે તું આટલી મજૂરી કર તોજ તને ખાવાનું આપીએ? સમાજવાદી રચનામાં કળાકારો, સાહિત્યકારો, કે બુદ્ધિજીવીઓનો ઇન્કાર નથી; ઉલટું માનવ સમાજને રોટી માટેની તનતોડ મહેનતમાંથી બચાવીને કળા, સાહિત્ય, સંગીત વગેરે માનસિક ઉપભોગો માટે તેને ફુરસદ અને નવરાશ આપવાનો સમાજવાદનો હેતુ છે કે જેથી આજે કળા, સાહિત્ય, સંગીત જેવા માનસિક ઉપભોગો એ શ્રીમંત વર્ગ કે બહુ તો મધ્યમ વર્ગનો ઇજારો થઈ પડયો છે તેને બદલે આખી પ્રજા એ વસ્તુઓ ખીલવી શકે અને માણી શકે.

શ્રમજીવીઓ એટલે માત્ર શરીરનું કામ કરનાર એવો ટૂંકો અર્થ નથી થતો તેમાં સંગીતકારો, સાહિત્યકારો, પત્રકારો ચિત્રકારો, બધાનો સમાવેશ થાય છે. દરેક માણસ પોતાની શક્તિ અને વૃત્તિ અનુસાર ગમે તે ધંધો પસંદ કરી શકે છે. પોતે પુસ્તકો લખીને કે ચિત્રો ચિતરીને કે કાવ્યો બનાવીને પણ ગુજરાન કરી શકે છે, અથવા તો રાજ્યના ઉદ્યોગોમાં, ખેતીમાં, મ્યુનીસીપલ નોકરીમાં અથવા તો સહકારી ઉત્પાદક મંડળીમાં ગમે ત્યાં માણસ જોડાઈને પોતાની શક્તિ અનુસાર કામ કરી શકે છે, અને કામના પ્રમાણમાં બદલો માગી શકે છે. પણ પાંચ નોકરોને ભાડે રાખીને તેમના પરિશ્રમમાંથી ઉત્પન્ન થતી ચીજને વેચીને કોઈ માણસ નફો ખિસ્સામાં મારે એ વસ્તુ સમાજવાદમાં અસંભવ બનશે. ગુન્હાહિત

ગણાશે. રશિયન ક્રાન્તિ પછી રશિયાની મુલાકાતે ગયેલા એક અંગ્રેજ પ્રોફેસરે એક નિશાળમાં જઈને છોકરાઓને પૂછ્યું કે હું એક ગાય ૨૫ રૂબલ (રશિયન ચલણી સિક્કો) ની લઉં અને ૩૦ રૂબલમાં વેચું તો મને શું મળે?' છોકરાએ તરત જ જવાબ આપ્યો; 'છ મહિનાની જેલ' આ વસ્તુ મૂડીવાદી ગણિત કરતાં સમાજવાદી ગણિત પણ કેવું જુદું પડી જાય છે તેનો સૂચક દાખલો છે. સમાજવાદી રચનામાં માણસોની ટેવો અને દ્રષ્ટિબિંદુ ઘણા બદલાઈ જવાના એ આ નાનો દાખલો બતાવે છે.

મૂડીવાદ આપણી પેઢી દર પેઢી ચાલ્યો આવે છે, એટલે માણસો સ્વાર્થ વગર કે અંગત નફા વગર કામ કરે એ આપણા માનવામાં નથી આવતું. પણ બદહજમી અને અતિ આહારથી પીડાતા માણસને ખરી ભૂખ શું છે તેની જેમ ખબર નથી પડતી તેવું જ અત્યારના સમાજને થયું છે. તેથી જ ઘણીવાર લોકો કહે છે કે મજૂરો તો હાડકાંના હરામ છે, તેમની પાસેથી કામ લેવું હોય તો અત્યારની રીત જ સારી છે. મજૂરોને જ્યાં સુધી મજૂરો તરીકે રાખીશું ત્યાં સુધી હાડકાંહરામ હોવાની ફરિયાદ રહેવાની. કેમકે આ ફરિયાદ કરનારાઓએ મજૂરોને બીજી છાવણીમાં પૂર્યા છે.

સાચી વાત તો એ છે કે કામ કરવું એ દરેક માણસની સ્વભાવિક વૃત્તિ છે. કામ એ મનુષ્યનો ખોરાક છે એ કહેવત અક્ષરશઃ સાચી છે. માણસને સહરાના રણમાં રાખો, હિમાલયની કોઈ ગુફામાં રાખો કે કોઈ શહેનશાહના મહેલમાં રાખો તો પણ કામ કર્યા સિવાય તેના વગર નહિ રહી શકાય. શ્વાસના જેવીજ કામ એ સ્વાભાવિક પ્રવૃત્તિ છે. પરંતુ આજે માણસ પાસે તેને અણગમતું એવું કામ પરાણે કરાવી કરાવીને તેની કામ કરવાની નૈસર્ગિક વૃત્તિ મારી નાખવામાં આવી છે. આથીજ વર્ષો સુધી મજૂરી કરનાર પાસેથી એકાએક જો તેની મજૂરી ઝૂંટવી લેવામાં

આવે તો શું કરવું તેની તેને સૂઝ પડતી નથી. ખાવાનું પણ જો આપણને રોજ પરાણે દબાણ પૂર્વક ખવરાવવામાં આવતું હોય અને ગમતું ન ગમતું ગળે ઉતારવું પડતું હોય તો અમુક કાળે આપણી ખાવાની સ્વાભાવિક વૃત્તિ અને ભૂખની લાગણી બન્ને મરી જશે અને ખાવું એ ત્રાસરૂપ પરિશ્રમ બની જશે, પણ તંદુરસ્ત અને સ્વતંત્ર માણસને ખાવું એ જેમ આનંદનો, સ્ફૂર્તિનો અને પોષણનો વિષય થઈ પડે છે, તેવીજ રીતે તંદુરસ્ત સમાજરચનામાં કામ એ દરેક માણસ માટે આનંદની, અભિમાનની અને શક્તિ વર્ધનની વસ્તુ બની રહેશે. કામ એ માણસના અમૂર્ત આત્માનું વ્યક્ત સ્વરૂપ છે. માણસની સાતત્યની ઝંખનાનું મૂર્ત સ્વરૂપ છે. માણસનું સર્જન માત્ર તેના પુત્ર દ્વારાજ નથી થતું, પરંતુ તેના વિચારોમાં અને તેના કામોમાં પણ થાય છે. પરંતુ જ્યારે માણસની કામ કરવાની અત્યંત પ્રેરક અને પ્રબળ વૃત્તિને રોટી માટે વેશ્યાગીરી કરવાની ફરજ પાડવામાં આવે છે, ત્યારે તેની સર્જન વૃત્તિનો સમૂળગો નાશ થાય, અને કામમાંથી બધો રસ ઉડીને માત્ર કંટાળો આવે એ તદ્દન સ્વાભાવિક છે.

નફો હોય તોજ માણસ કામ અગર પ્રવૃત્તિ કરે એ વસ્તુ વણિક યુગના પાવરધા મૂડીદારો માટે ભલે લાગુ પાડવામાં આવે પરંતુ સામાન્ય માણસના હાડમાં એ વસ્તુ છે એમ નહિ કહી શકાય. નફો મળે તોજ કામ કરીએ એવી વૃત્તિ તો ઢોરોમાં પણ નથી હોતી. અગાઉના ગુલામો કામ કરતા તેમાં તેમને કશો નફો રહેતો એવું તો હતું જ નહિ. નફો મળે તોજ કામ કરવું એવી વૃત્તિ માણસની સ્વાભાવિક વૃત્તિ નથી, પરંતુ મૂડીવાદી રોગનો વિકૃત વારસો છે. સ્વાભાવિક વૃત્તિ તો એ છે કે જેમ માણસ રમતના આનંદને ખાતર રમે છે. ખાવાને ખાતર ખાય છે, તેમ કામ કરવાને ખાતર કામ કરે છે. માણસની આ સ્વભાવિક વૃત્તિ જાગ્રત થાય તેવું પ્રેરક બળ સમાજવાદ દરેક શ્રમજીવીને પૂરૂં પાડવા માગે છે.

માણસનું પ્રેરકબળ જેમ મહાન અને ઉચ્ચ હોય છે તેમ તેમ માણસ કે સમાજ વધુ મહાન અને ઉન્નત બનતો જાય છે, સામાન્ય માણસો ધારે છે તેના કરતાં મનુષ્યના જીવનમાં આદર્શને ઝીલવાની તમન્ના અનેક ગણી વધુ હોય છે. માણસને સ્વાર્થને નામે અપીલ કરો તો તે કદાચ સખત પરિશ્રમ ઉઠાવશે, રાતોના ઉજાગરા અને જહેમત ઉઠાવશે; કીર્તિ લોભને નામે અપીલ કરશો તો કદાચ તેથી પણ વધુ શક્તિ ખર્ચશે; પરંતુ જો મહાન આદર્શને નામે અપીલ કરશો તો તે સહરાના રણ ઓળંગવા માટે, સમુદ્રને તરવા માટે, હિમાલયને હલાવવા માટે અને હસ્તે મોઢે મૃત્યુને ભેટવા માટે પણ તૈયાર થઈ જશે. એકે એક માનવીના હૈયામાં આ આદર્શનો સંભાર મોજૂદ છે. એ કોઈ ગીરીશિખરે બેઠેલી એકાદ વ્યક્તિનો ઇજારો નથી; પણ જેમ સૂર્ય આ પૃથ્વી ઉપરના નાના મોટા સર્વ ઘરોમાં પોતાનો પ્રકાશ આપે છે; તેમ આદર્શની જ્યોત સંસારના સર્વ માનવીઓના હૈયામાં જલે છે. ઈશ્વર કવિના કલ્પેલા કોઈ અગમ્ય પ્રદેશમાં નથી વસતો પણ પૃથ્વીની આ ભૂમિ ઉપર જ વસે છે; અને જો ઈશ્વર આ પૃથ્વી ઉપર વસતો હોય તો તેના ભવ્ય આદર્શો પણ આ પૃથ્વી ઉપર વસતાં માનવીઓના હૈયામાં જ છે એ વસ્તુ નિર્વિવાદ છે. ફક્ત તેને પ્રગટાવવાની જ જરૂર છે.

## પ્રકરણ બારમું

## સમાજવાદ : વર્ગવિગ્રહ કે વર્ગમેળદ્વારા?

**જ્યારે** જ્યારે આપણે સમાજવાદનો વિચાર કરીએ છીએ ત્યારે ત્યારે તેની સાથે વર્ગવિગ્રહ શબ્દ અચૂક આવે છે. સમાજવાદી કાર્યકરો અને લેખકોનાં ભાષણો અને લેખોમાં પણ વર્ગવિગ્રહનો એટલો બધો ઉલ્લેખ થાય છે કે જાણે વર્ગવિગ્રહ એ સમાજવાદનો પર્યાયવાચક શબ્દ ન હોય! જેમ ક્રાન્તિની સાથે હિંસા અને ધર્મની સાથે ત્યાગ–તપશ્ચર્યાનો ખ્યાલ માણસોને આવ્યા જ કરે છે તેમ સમાજવાદ સાથે વર્ગવિગ્રહનો ખ્યાલ લોકોને આવ્યા વગર રહેતો નથી. આ વર્ગવિગ્રહના ખ્યાલથી સમાજવાદના પ્રચારને ઊલટું વિઘ્ન નડયું છે, અને સમાજવાદની નવસર્જનની સક્રિય બાજુને બદલે તેની ખંડનાત્મક બાજુ ઉપર વધુ ભાર મૂકવાની વૃત્તિને કારણે સમાજવાદની સાચી ઓળખ લોકોએ કરી નથી.

વર્ગવિગ્રહ દ્વારા સમાજવાદ સિદ્ધ કરવાની હિમાયત કરનારાઓની દલીલ એ છે કે દુનિયામાં બે વર્ગો છે: એક શ્રીમંતોનો અને બીજો ગરીબોનો, એક શોષકોનો અને બીજો શોષિતોનો. આ વર્ગો વચ્ચેનો વિગ્રહ ઘણા જૂના વખતથી ચાલ્યા કરે છે. અને તેમાં શોષકોએ પોતાના હિતને અનુકૂળ એવી સમાજરચના સત્તાને જોરે કરી છે. આની સામે શોષિતોમાં વર્ગભાન કરાવી તેમને સંગઠિત કરીને

શોષકોની સામે વિગ્રહમાં ઉતારવા અને શોષકોને પરાસ્ત કરીને વર્ગ-ભેદો નાબૂદ કરવા અને આજ સુધી જે શોષિતો હતા તેમનાં હિતોને અનુકૂળ એવી સમાજરચના કરવી. મૂડીવાદીઓ અને શોષકોના સ્વાર્થની દૃષ્ટિએ આ નવી સમાજરચના અનુકૂળ નહિ આવે તેથી તેઓ સમાજવાદની સ્થાપનામાં—સમાજના આર્થિક પુનર્વિધાનમાં કદી સાથ આપવાના નથી; એટલુંજ નહિ પણ બનશે ત્યાં સુધી તેને રોકવાના. આથી વર્ગવિગ્રહ અનિવાર્ય છે. આ તેમની દલીલોનો સાર છે.

બીજા ઘણા વાદો અને પરંપરાઓની માફક આમાં પણ કેટલીક વસ્તુ ગૃહિત લેવામાં આવી છે. જો આ ગૃહિત વસ્તુને ન સ્વીકારીએ તો તેના ઉપર રચાયેલી આખી વિચારઇમારતનો છેદ થઈ જાય છે. દાખલા તરીકે કોઈ ચૂસ્ત ધૂની આર્યસમાજીને પૂછીએ તો કહેશે કે હિંદમાં જાતિ બે, એક હિંદુ અને બીજી મુસ્લિમ, આ બન્નેનો મેળ કદી મળવાનો નથી; એમ કહીને તે આગળ ચાલે. જો કોઇ ગુમાસ્તાને પૂછીએ તો તેની દુનિયાનું વર્ગીકરણ શેઠ અને નોકર એવા બે વર્ગોમાં થશે. કોઈ જાતીયજ્ઞાનના રસજ્ઞને પૂછશું તો તેની દુનિયાના બે વર્ગો, સ્ત્રી અને પુરુષ એવા પડશે. કોઈ વેદાંતીને પૂછશું તો તે બ્રહ્મ અને જગત એવા બે ભાગો દર્શાવશે અને એકને સત્ય અને બીજાને મિથ્યા કહેશે. આમ જગતને જોવાની અને ઇતિહાસનાં મૂલ્યાંકન કરવાની અનેક દૃષ્ટિઓ હોય છે. તેમાં અમુકાંશ સત્ય હોય તો પણ તે એકાંગી સત્ય છે, સર્વાંગી સત્યની રજૂઆત નહિ પણ અમુક વિશિષ્ટ ચશ્માદ્વારા જગતને જોવાનો અને સમજવાનો પ્રયાસ છે. સમાજવાદમાં પણ આવી જ વસ્તુ બની છે.

જગતમાં શોષકો અને શોષિતો એવા બે સ્પષ્ટ વર્ગો નથી. જે શોષકો ગણાય છે, તેમનું પણ બીજાઓ શોષણ કરતા હોય છે, અને જે શોષિતો ગણાય છે, તેઓ પોતે પણ બીજાનું શોષણ કરતા હોય છે. એટલે સત્ય તો એ

જ છે કે આપણો બધો વર્તમાન સમાજ વ્યવહાર માનવસહકાર અને બંધુત્વના ધોરણે નહિ ચાલતાં શોષણ અને આંધળા સ્વાર્થની દષ્ટિએ ચાલે છે. એટલે આખી સમાજ વ્યવસ્થા દુષિત છે, જેના ગેરફાયદા શ્રીમંતો અને ગરીબો બન્નેને વેઠવા પડે છે, આર્થિક અંધાધૂંધી અને અનવસ્થાનો જે મહારોગ છે. તેનું એક ફળ શ્રીમંતાઈ છે તો બીજું ફળ ગરીબાઈ છે. સામાજિક અવ્યવસ્થાનાં આ બન્ને બાહ્ય ચિહ્નો છે. શોષકો અને શોષિતો એ બે વચ્ચેની અનેક શ્રેણીઓ સમાજમાં નજરે પડે છે, તેથી માનવસમાજને શોષક અને શોષિત એ બે ચોક્કસ વિભાગમાં વિભક્ત કરીને તેમાંથી વર્ગવિગ્રહને તારવવો એ યુક્તિપુરઃસર નથી લાગતું. યુદ્ધદ્વારા યુદ્ધની શાંતિની માફક વર્ગ-વિગ્રહદ્વારા વર્ગવિગ્રહનોઅંત એ પણ એક ભ્રમણાત્મક ખ્યાલ છે.

સંતોની વાણીમાં કહીએ તો આ ખારા ભવસાગરમાં દુઃખનો પાર નથી. દુઃખો કોઈ એક જાતનાં નહિ પણ અનેક જાતનાં છે. શારીરિક, આર્થિક, માનસિક અને આધ્યાત્મિક એમ અનેકવિધ યાતનાઓથી માનવજગત પિડાય છે. દુઃખથી પિડાતી આ દુનિયાને દુઃખમાંથી મુક્ત કરવા વખતોવખત મહાપુરુષો, પેગંબરો અને ફિલ્સુફોએ અનેક રાહો બતાવ્યા છે. ધર્મ, નીતિ, જ્ઞાન, શિક્ષણ વગેરે અનેક માર્ગો છે. સમાજવાદ પણ એવો એક રાહ છે. પણ તેણે માનવજાતનાં સર્વ દુઃખો દૂર કરવાનું બીડું નથી ઝડપ્યું. માત્ર ગરીબોનું જે અર્થદુઃખ છે તે દૂર કરવા સમાજ-વાદે રસ્તો બતાવ્યો છે. સમાજની આર્થિક વ્યવસ્થા પૂરતી સમાજ-વાદની મર્યાદા છે, જો દુનિયાની આર્થિક સુરચના થઈ શકે તો બીજાં દુઃખો એની મેળે ઓછાં થશે એમ સમાજવાદમાં માની લેવામાં આવ્યું છે. આત્માના અસ્તિત્વની કે ધર્મના સારાસારની સમાજવાદને પડી નથી. એ માત્ર સમાજની આર્થિક વ્યવસ્થાનું શાસ્ત્ર છે. જગતની જે ભૌતિક સંપત્તિ છે, ઉત્પાદનનાં સાધનો છે, તેની માલેકી

કોઈ એક વ્યક્તિ, મંડળી કે રાષ્ટ્રની નહિ પણ સમસ્ત માનવસમાજની છે. અને માનવસમાજની સાર્વજનિક મિલકત તરીકે તેનો ઉપયોગ થવો ઘટે કે જેથી તેમાં કોઈ કોઈનું શોષણ ન કરે ન કરી શકે. પણ સામાજિક ઉત્પન્નનાં કાર્યોમાં સૌ પોતાની ઉત્તમોત્તમ શક્તિ ખર્ચે અને દરેકને તેની જરૂરિયાત પૂરતું મળી રહે. નફાની નહિ, પણ સામાજિક હિત અને સહકારની ભાવનાથી બધા કારખાનાં, મિલો, રોજગાર અને ધંધાઓ ચાલે, આ વસ્તુનું સમાજવાદમાં સૂચન છે. સમાજની આર્થિક સુવ્યવસ્થા કરવાના સમાજવાદના આ શુભ હેતુઓ સામે તો કોઈ વાંધો ન લઈ શકે. આ સમાજવાદનું સાર્વત્રિક સ્વરૂપ થયું. પણ વર્ગવિગ્રહ એ તેનું વિશિષ્ટ નિદાન છે.

આંખના રોગો, કાનના રોગો, અને નાકના રોગોના જેમ સ્પેશિયાલિસ્ટ ડૉકટરો હોય છે તેમ જ સમાજવાદ એ પણ અર્થશાસ્ત્રનો ડૉકટર છે. પણ દાંતના ડૉકટરને પુછશો તો રોગ માત્રનું કારણ દાંતમાં જઈને શોધશે, નાકનાં સ્પેશિયાલિસ્ટને પૂછશો તો એ પણ શરીરના રોગ માત્રનું કારણ નાકમાં શોધશે, આવી જ ધૂન વર્ગવિગ્રહના હિમાયતી સમાજવાદીઓમાં પણ છે. તેઓ જીવનને અને માવનસમાજને એક જ દૃષ્ટિથી—આર્થિક દૃષ્ટિથી માપે છે. અને તેમનાં મૂલ્યાંકન પણ આર્થિક ધોરણે જ કરે છે. જાણીતા વિદ્વાન પ્રોફેસર હેરોલ્ડ લાસ્કી કાર્લ માર્ક્સના જીવન વિષે લખતાં આ જ વસ્તુ કહે છે, તે વ્યાજબી રીતે કહે છે કે માનસમાજ અને ઇતિહાસનું નિરૂપણ કેવળ આર્થિક દૃષ્ટિએ કરવામાં કાર્લ માર્ક્સની ભૂલ હતી. માનવસમાજની પ્રગતિ, અવનતિ, લય, કે વિલયનાં કારણોમાં આર્થિક કારણને પણ સ્થાન છે. છતાં માનવસમાજનો ઇતિહાસ માત્ર એકલા આર્થિક કારણોસર જ ઘડાતો નથી. આર્થિક કારણો સિવાય ઇતિહાસનાં પ્રેરક બળો બીજાં ઘણાં છે. માર્ક્સના શિષ્ય અને સાથીદારસમા ફ્રેડરિક એન્જલ્સને પણ એટલું સ્વીકારવું પડયું છે કે બીજી ફિલસુફીઓમાં

આધ્યાત્મિક અને બીજી વસ્તુઓ ઉપર એટલો બધો ભાર મૂકવામાં આવ્યો છે અને જડ વસ્તુઓ પ્રત્યે એટલી બેપરવાઈ દાખવવામાં આવી છે કે તેની વિરોધી બાજુની તુલા જાળવી રાખવા માટે કાર્લ માર્ક્સ આધિભૌતિક (જડવાદ) વસ્તુઓ ઉપર વધુ ભાર મૂકે તે સ્વાભાવિક છે.

દુનિયાને વર્ગોની બે વિરોધી છાવણીમાં મૂકવાને બદલે જગત એક અવિભક્ત કુટુંબ છે એમ માનીને તેની આર્થિક અને બીજી અનવસ્થા દૂર કરવાનું વધુ હિતાવહ છે. સમાજમાં આર્થિક અંધાધૂંધી છે એ સાચું છે: એક બાજુ અતિ દ્રવ્ય અને અતિ સંપત્તિના અનર્થો છે, બીજી બાજુ હૃદયભેદક ગરીબાઈ અને ભૂખમરો છે. એક બાજુ પાકના ઢગલે ઢગલા ઉત્પન્ન થાય છે, મિલોમાં કાપડની ગંજીઓ ખડકાય છે છતાં બીજી બાજુ કરોડો માણસો અન્નવસ્ત્ર વિના ટળવળે છે. આ પરિસ્થિતિ મિટાવવા ઉત્પન્ન અને વહેંચણીનું અર્થશાસ્ત્ર નવેસરથી ઘડાવું જોઈએ. સમાજવાદ એ અર્થશાસ્ત્રનો માર્ગ દર્શાવે છે. આ માટે વર્ગવિગ્રહની જરૂરિયાત નથી, વર્ગમેળદ્વારા (જો 'વર્ગ' શબ્દ વાપરવો હોય તો) એ શક્ય છે. અને આ વર્ગમેળ એ વિશ્વકુટુંબની સનાતન ભાવનાને સુસંગત છે.

વિશ્વમાં ગરીબાઈનું દુઃખ સર્વત્ર છે, એટલે તેનો ઉપાય પણ સર્વત્ર કરવો પડશે. આ દૃષ્ટિએ સમાજવાદ એ સાર્વભૌમ વસ્તુ છે. પરંતુ વર્ગવિગ્રહ એ સાર્વભૌમ વસ્તુ નથી. જર્મની કે ઈંગ્લાંડ જેવા દેશોમાં, જ્યાં યાંત્રિક ઉદ્યોગવાદ અતિશય વધી ગયો છે, જ્યાં મૂડીનું કેન્દ્રીકરણ અમુક થોડા હાથોમાં જ છે, ત્યાં કદાચ બે વર્ગો દેખાઈ આવે તેવા હોય અને વર્ગવિગ્રહના ઝેરથી ભરેલું વાતાવરણ હોય તે સંભવિત છે. પરંતુ હિંદ જેવા બીજા ઘણા દેશો, જ્યાં મૂડીવાદ કે ઉદ્યોગો એટલા વિકસ્યા નથી ત્યાં વર્ગવિગ્રહ પ્રેરવાની ભૂમિકા જ ઉભી થઈ નથી એમ કહેવાય. અલબત્ત સમાજવાદની સમાજની આર્થિક સુવ્યવસ્થાની જરૂર તો સર્વત્ર પડવાની.

સમાજવાદનું મૂળ ભૂતદયામાંથી ઉત્પન્ન થયેલું છે. માનવ કલ્યાણપ્રેમી ક્રિશ્ચિયન વિચારકો પાસેથી આ વિચાર આવ્યો છે, પણ આ વિચારને વૈજ્ઞાનિક સ્વરૂપ આપવાનું કાર્ય કાર્લ માર્કસે કર્યું, અને સાથોસાથ તેમાં વર્ગવિગ્રહનું ચોકઠું પણ તેણે જ બેસાડયું. આ વર્ગવિગ્રહમાં બળનો આશ્રય લેવાનું ત્યાજ્ય નથી, બલ્કે તેનો આખરી આધાર જ બળ ઉપર રહેલો છે, જ્યારે વર્ગમેળમાં બળ કરતાં વિચારપરિવર્તન ઉપર વધુ આધાર રાખવામાં આવ્યો છે. માનવીની શુભવૃત્તિ જ તેનો આખરી મદાર છે.

વર્ગવિગ્રહના હિમાયતીઓ સત્તા હસ્તગત કર્યા પછી બળદ્વારા નવી આર્થિક રચના કરવા ધારે છે અને સત્તા હસ્તગત ન થાય ત્યાં સુધી સમાજવાદની દૃષ્ટિએ કાંઈ સક્રિય ન થઈ શકે એમ માને છે, જ્યારે વર્ગમેળમાં માનનારાઓ સહકારી મંડળીઓ, વીમા કંપનીઓ બીજી સહકારી પ્રવૃત્તિઓ દ્વારા આજથી જ સમાજવાદનું ચણતર શરૂ કરવા માંડે છે, કે જેથી આ વસ્તુ અને વૃત્તિનો પ્રચાર થતાં રાજ્યસત્તાને હાથ ન કરવી પડે પણ રાજ્યસત્તા આપોઆપ વીખરાઈ જાય, કેમ કે રાજ્યસત્તા એ જનતાનું પ્રતીક છે, જનતા એ રાજ્યસત્તાનું પ્રતીક નથી. જનતાનું જો વિચારપરિવર્તન કરી શકાય તો સરકાર તેનું બાહ્ય સ્વરૂપ હોવાથી તેમાં ફરક પડે જ.

જગત આજે અનેક જાતનાં ઝેર અને ઝનૂનોથી પીડાય છે. માણસ માણસ વચ્ચે તત્ત્વતઃ કશો ફરક ન હોવા છતા તેમાં અનેક જાતના ભેદો ઉભા કરવામાં આવ્યા છે. કાળો અને ગોરો, હિંદુ અને મુસ્લિમ, યાહૂદી અને આરબ, એવા વિરોધી ભેદો ઉભા કરીને દુનિયા આજ સુધી લડતી આવી છે. તેમાં વર્ગવિગ્રહનું નવું ઝેર અને ઝનૂન ઉમેરવાથી દુનિયાનું વધુ હિત થવાનું નથી, પરંતુ દુનિયાને

આર્થિક આપાત્તમાંથી મુક્ત કરવાનું સમાજવાદનું જે મહાન ધ્યેય છે, તેને પાર પાડવામાં પણ વિઘ્ન આવવાનું.

આનો અર્થ એમ નથી થતો કે દલિતોએ શોષિતોએ પોતાના હિત માટે સંગઠન ન કરવું. પરંતુ જેમને શોષકો કહેવામાં આવે છે તેમને દુશ્મનો ગણીને નહિ પણ આખી સામાજિક કુપ્રથાના ભોગ થઈ પડેલા લાચાર માનવીઓ તરીકે ગણીને તેમની સાથે કામ લેવું જોઈએ. દ્વેષ અને દુશ્મનાવટનો દાવાનળ એવો છે કે જેને એકવાર સળગાવ્યા પછી જે હેતુસર તેને સળગાવવામાં આવ્યો હોય તે હેતુ મટી ગયા છતાં તે ઓલવાતો નથી. વ્યક્તિ વર્ગ કે સમાજની હીન વૃત્તિઓને ઉશ્કેરવાનું કદાચ સરળ હશે પરંતુ સલામત કે બીન જોખમી તો નથી જ. જાણીતા સદ્‌ગત સાક્ષર શ્રી રમણભાઈ નીલકંઠના શબ્દોમાં કહીએ તો

> દુર્વૃત્તિઓ જે જગવે જનોની, તે ખેલ માંડે ભયનો ભરેલો,
> ભર્યાં તળાવો તણી પાળ ખોદી, રોકી શકયા છે જળધોધ કોણ?

વર્ગ વિગ્રહના આ દાઉને જ્યારે વિદ્યાર્થી અને શિક્ષકના સંબંધ વચ્ચે, પતિ અને પત્ની વચ્ચેના સંબંધમાં લઈ જવામાં આવે છે, ત્યારે તેની કદરૂપતા અતિશય નગ્ન સ્વરૂપમાં દેખાઈ આવે છે. શિક્ષક અને શિષ્ય વચ્ચેના સંબંધમાં પતિ અને પત્ની વચ્ચેના સંબંધમાં અથવા તો બાળક અને માબાપ વચ્ચેના સંબંધમાં વર્ગ વિગ્રહની વિરોધી છાવણીઓ ખોડવાની મૂર્ખાઈ કરવાનું કામ ·લેભાગુ લડવૈયાઓનું છે, જ્યાં બન્નેના હિતોની એકતા છે, જ્યાં બન્ને વચ્ચેના સંબંધો સ્વાર્થની ચાળણીમાં ન આવે એવા સૂક્ષ્મ તંતુઓથી સંધાયેલ છે, જ્યાં કેવળ પરસ્પર પ્રેમ, આદર અને ત્યાગ સિવાય બીજી કોઈ દવાની કારી નથી ફાવતી ત્યાં પણ વર્ગ વિગ્રહના કુહાડાની દેમાર બોલાવવી તેમાં કેવળ જડતા રહેલી છે.

## પ્રકરણ તેરમું

### સમાજવાદ અને શાહીવાદ

સમાજવાદની વિચારણા વખતે જો શાહીવાદનો ખ્યાલ ન હોય તો સમાજવાદની વિચારણા અધૂરી ગણાય. જો કે હિંદના રાજકારણમાં શાહીવાદનો અતિ ભાર પૂર્વક ઉલ્લેખ કરવાનું માન સમાજવાદી આગેવાન પંડિત જવાહરલાલને ફાળે કદાચ જશે; પરંતુ સામ્રાજ્યવાદ અને શાહીવાદ એ જમાના જૂની વસ્તુ છે. ઘણા પ્રાચીનકાળમાં પણ રોમનું સામ્રાજ્ય, ગ્રીસનું સામ્રાજ્ય, ઓટોમન સામ્રાજ્ય, મૌર્યવંશનું સામ્રાજ્ય, એવા ઘણા સામ્રાજ્યો હાસ્તમાં હતા કે જેના નામનિશાન આજે નથી એમ ઇતિહાસ કહે છે. આ પ્રાચીન સામ્રાજ્યોનું અસ્તિત્વ બે કારણોસર અમલમાં આવ્યું હતું. એક તો એ કે કોઈ પ્રબળ આક્રમણકારી સામે ઝૂઝવા માટે નાના નાના રાજ્યો પોતે મળીને એક જૂથના રૂપમાં અથવા સામ્રાજયના સ્વરૂપમાં એકઠા થાય. આ સામ્રાજ્યમાં જોડાનાર દરેક ઘટક રાજ્યને પોતા પુરતી આંતરિક સ્વતંત્રતા હોય અને છતાં સૌના જોડાણથી સમુહનું બળ વધતું હોય. નાના રાજ્યોને ટકી રહેવા માટે આજ એક સલામત રસ્તો હતો. અત્યારના જમાનામાં આવી પરિસ્થિતિને સામ્રાજયને બદલે સમુહતંત્રથી વધુ ઓળખવામાં આવે છે. અમેરિકાના રાજ્યોનું જોડાણ એ પણ આવીજ જાતનું જોડાણ કહી શકાય જર્મની સામે

ચાલતા બ્રિટનના યુદ્ધમાં પણ હમણાં જ એક આવો દાખલો બની ગયો. જર્મનીના આક્રમણ સામે ફ્રાંસ પડવાની તૈયારીમાં હતું ત્યારે બ્રિટનના વડા પ્રધાન મિ. ચર્ચીલે ગ્રેટબ્રિટન અને ફ્રાંસના જોડાણની ફ્રાંસને સૂચના કરી હતી કે જેથી બન્ને દેશો સમસહકારથી જર્મની સામે ઝૂઝી શકે. અને અત્યારે પણ અમેરિકા અને ગ્રેટબ્રિટનના જોડાણની વાતો હવામાં તો છે જ. સામ્રાજ્યો થવાનું આ એક સ્વાભાવિક કારણ છે.

બીજું કારણ કોઈ પ્રબળ રાજ્યકર્તાને પોતાનો પ્રદેશ વધારવાની ભૂખ હોય તે છે. કેવળ પોતાનો મુલક વધારીને ઝાઝી જનસંખ્યા ઉપર શાસન ચલાવવાની ક્ષાત્ર ઇચ્છામાંથી પણ ઘણા સામ્રાજ્યો બન્યા છે. અને એજ કારણે ઘણા સામ્રાજ્યો લય પામ્યા છે. પણ આ સામ્રાજ્યો રાજકિય અથવા તો પ્રાદેશિક હતા. ટોળીના નાયકમાંથી સરદાર, રાજા અને સમ્રાટ આ ક્રમિક વિકાસનું સ્વરૂપ તે જૂના જમાનાના સામ્રાજ્યો હતા. સમાજવાદ આ જાતના સામ્રાજ્યો સાથે અલબત્ત સંગત નથી; પરંતુ જે શાહીવાદના કટ્ટા દુશ્મન તરીકે દરેક સમાજવાદી પોતાને ઓળખાવે છે તે શાહીવાદ આ જૂના જમાનાના સામ્રાજ્યવાદથી જુદો છે. જે જમાનામાં મૂડીવાદ નહોતો વિકસ્યો તે જમાનાના સામ્રાજ્યવાદ અને વર્તમાન શાહીવાદ વચ્ચે ઘણો ફરક છે, એ સમજી લેવાની જરૂર છે.

અત્યારે જેને શાહીવાદ તરીકે ઓળખવામાં આવે છે તે મૂડીવાદનું વિકસીત સ્વરૂપ છે. આ શાહીવાદ નાના રાજ્યોની સ્વરક્ષણની ભાવનામાંથી નથી જન્મેલો તેમ બીજા ઉપર શાસન કરવાની ક્ષાત્રવૃત્તિમાંથી નથી ઉભો થયેલો પરંતુ બીજી પ્રજાનું આર્થિક શોષણ કરવાની અને વેપાર વધારવાની ગાંડી તૃષ્ણામાંથી જન્મેલો છે. અનિયંત્રિત મૂડીવાદનો વણરોકયો વિકાસ એટલે આજનો શાહીવાદ.

જેમ બીજનો અંકુર એ અનિવાર્ય વિકાસ છે; બીજ માટે એક સમય એવો આવે છે કે જ્યારે તેને કાંતો નાશ પામવું અથવા કાંતો અંકુર ફૂટવા એ બેમાંથી બીજો રસ્તો જ હોતો નથી. તેમ મૂડીવાદની વધતાં વધતાં એવી સ્થિતિ આવે છે કે જ્યારે મૂડીવાદ પોતાની જાતને સંકોચે, આત્મઘાત કરે અથવા તો શાહીવાદમાં વિકાસ પામે એ બેમાંથી એક જ સ્થિતિ તેને પસંદ કરવાની હોય છે; અને જીજીવિષાવાળી કોઈ પણ વસ્તુ સંકોચ નહિ પણ વૃદ્ધિ વાંછે છે; તેમ મૂડીવાદ પણ વધીને શાહીવાદનું સ્વરૂપ ધારણ કરે છે. જે મૂડીવાદ માત્ર પોતાના દેશનું શોષણ કરતો હતો તે હવે પાંખો પસારીને બીજા દેશોનું–ખાસ કરીને પછાત અને તાબેદાર દેશોનું આંતરરાષ્ટ્રીય શોષણ શરૂ કરે ત્યારે તેને શાહીવાદ તરીકે ઓળખવામાં આવે છે. જેમ એક વ્યક્તિની બીજી વ્યક્તિનું શોષણ કરવાની ઝીણી ઇચ્છામાંથી મૂડીવાદ વધે છે, તેમ શાહીવાદમાં તે ઇચ્છા રાષ્ટ્રવ્યાપી થાય છે, અને એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રનું મોટા પાયા ઉપર શોષણ કરે છે. શાહીવાદમાં રૂપાંતર થતા મૂડીવાદની ગતિનું જરા ઝીણવટથી પૃથક્કરણ કરીએ તો વિષય વધુ સરળ બનશે.

આપણે જોયું કે કારખાનાઓમાં ઉત્પન્ન થતા માલને સારે નફે વેચવાથી અને મજૂરોને ઓછી મજૂરી આપીને જે નાણાં વધે તેને પોતાના નફા તરીકે મૂડીદાર રાખે છે, જેના ઉપર તે કામદારોનો, રાજ્યનો કે બીજા કોઈ નો હક્ક ન ગણતાં પોતાની જ માલેકી ગણે છે. માલ ઉત્પન્ન કરવામાં મજૂરોનો હિસ્સો તેમને મજૂરી મળ્યા પછી કશો રહેતો નથી એમ મૂડીદારો માને છે; એટલે જે નફો વધે તેને પોતાની મૂડીના ઉપયોગના વળતર તરીકે અને પોતાની જહેમતના મહેનતાણા તરીકે જરા પણ આંતરિક ગ્લાનિ કે સૈદ્ધાંતિક સંકોચ વિના મૂડીદાર રાખી લે છે. પણ આ નફાના નાણાંને માત્ર રાખી મૂકવા કરતાં વધુ સારો ઉપયોગ થઈ શકે છે એમ દરેક મૂડીદાર જાણતો

હોય છે. ' પંડ રળે ત્યારે પેટ ભરાય અને ધન રળે ત્યારે ઢગલા થાય ' એ કહેવત અનુસાર આ વધેલા નાણાંનો ઉપયોગ બીજા વધુ નાણાં કમાવામાં તે કરે છે. અને વધુ નાણાં કમાવા માટે ઉત્પાદનના વધુ સાધનો તે પોતાની વધેલી મૂડી રોકીને ખરીદે છે; અને નવા કારખાના ઉભા કરીને વધુ નવો માલ ઉત્પન્ન કરે છે. આમ ઉત્તરોત્તર ચક્કરમાં મૂડીમાંથી નફો વધે, અને નફામાંથી મૂડી વધે તેમ તેમ મૂડીદારનો લોભ વધતો જાય છે, અને તે વધુને વધુ ઉત્પાદનના સાધનોનો ધણી થતો જાય છે.

પણ દરેક દેશમાં મૂડીદારો એક બે નથી હોતા પણ વધુ હોય છે, તેથી તેમનામાં ઉત્પાદનના સાધનો વધુ મેળવવા માટે કાતિલ હરિફાઈ ચાલે છે. અને આ હરિફાઈમાં ટકી રહેવા માટે દરેક માલેક પોતાના મજૂરોના પગાર કાપીને ખર્ચ ઓછું કરીને માલ સસ્તો પડે તેવી રીતે બનાવવાનો પ્રયત્ન કરે છે. આવા પ્રયાસથી માલ વધુ ઉત્પન્ન થાય છે, પણ સાથોસાથ મજૂરોનું જીવન ધોરણ ઘટે છે. એટલે દેશની એકંદર સંપત્તિ વધે પણ આ વધેલી સંપત્તિ દેશના મજૂરો કે શ્રમજીવીઓના હાથમાં વહેંચાતી નથી; પરંતુ બે પાંચ કે પચીસ પચાસ મૂડીદારોના હાથમાં એકઠી થાય છે. અને આ મૂડીદારો ગમે તેટલી પોતાની સંપત્તિ વધારે છતાં સંપત્તિના પ્રમાણમાં પોતાનું જીવન ધોરણ કદી વધારી શકતા નથી. એક શ્રમજીવી માસિક ૨૫ કમાતો હશે તો ૨૫ ખરચી શકે અને ૨૫ ને બદલે વધીને તેની આવક માસિક સો કે દોઢસો થાય તો પણ તે ખર્ચ તેટલો વધારીને જીવન ધોરણ ઉંચું કરે છે. પણ એક મૂડીદાર જેની દોલત તેની ખરેખરી જરૂરિયાતના પ્રમાણમાં અનેક ગણી વધી ગઈ હોય છે, તે બધા નાણાં પોતાની જરૂરિયાત પાછળ ખર્ચે એ અસંભવ છે. કોઈ તાતા, બીરલા કે બજાજ પોતાની આવક જેટલું ખર્ચ રાખી શકે એ અસંભવિત છે. તેમના વધેલા નાણાંનો વધુ નાણાં

કમાવવા એજ એક ઉપયોગ બાકી રહે છે. એટલે તેઓ ઉત્પાદનનાં સાધનો ઉભા કરે છે, અને ઉત્પાદનના સાધને વધે તેમ માલ વધે, પણ આ માલ ખરીદે કોણ?

દેશના ગરીબો પાસે આ માલને ખરીદવા નાણાં હોતાં નથી કેમકે દેશની સંપત્તિ વધી પણ મજૂરી તરીકે તેમના ખિસ્સામાં તે તેમને રોટી મળે તેટલું જ માંડ આવ્યું છે. બાકી તો દેશની આવકનો મોટો ભાગ ગણ્યા ગાંઠયા શ્રીમંતોના ખિસ્સામાં જ ગયો છે. જેમ હિંદના ખાંડના કારખાનામાં પુષ્કળ ખાંડ થાય છે, અને શેરડીનું વાવેતર ઓછું કરો અથવા તો ખાંડના નિકાશ માટે દેશાવરના બજારો શોધી આપો એવી માગણી હિંદના ખાંડના કારખાનાના માલેકો સરકાર પાસે કરતા હોય છે. આનો અર્થ એમ નથી થતો કે હિંદના દરેક ગરીબને તેની જરૂરિયાત પૂરતી ખાંડ આપતાં બાકીની ખાંડ વધી છે એટલે દેશાવરના બજારો જોઈએ છે. ના, હિંદમાં તો સેંકડો નહિ પણ હજારો ઘર એવા છે કે જ્યાં ખાંડ કે ગોળ માટે બાળકો વલખાં મારતા હોય છે, અને આઠ દસ દિવસે એક વાર માંડ ખાંડ ગોળ તેમને ખાવા મળે છે.

આવીજ રીતે ઇંગ્લાંડના કાપડ ઉદ્યોગનો દાખલો લઈએ. ઈંગ્લાંડના મીલ માલેકો ઈંગ્લાંડના કાપડ માટે દેશાવરના વધુને વધુ બજારો મેળવવા માટે હંમેશાં ધમપછાડા કરતા હોય છે. તો શું ઇંગ્લાંડની સાડા ચાર કરોડની પ્રજા પોતાની કાપડની જરૂરિયાત પૂરી કરી લ્યે પછી વધે છે તે કાપડ આ મૂડીદારો દેશાવર ચડાવવા ચાહે છે? ના, ના, જો ઇંગ્લાંડમાં ઉત્પન્ન થતું બધું કાપડ જરૂર હોય તોયે ઇંગ્લાંડનો ગરીબ વર્ગ ખરીદી શકે એટલા નાણાં તેમની પાસે હોતા નથી; અને જો છતાં મૂડીદારો ઇંગ્લાંડમાં ઉત્પન્ન થતું બધું કાપડ ઇંગ્લાંડમાં જ વેચવાનું નક્કી કરે તો ખરીદનારા પાસે પૈસા ઓછા અને માલ ઘણો એવી પરિસ્થિતિ ઉભી થતી હોવાથી માલ કારખાને

દારોને ઘણા સસ્તે ભાવે કદાચ ખોટ ખાઈને પણ વેચવો પડે અને પરિણામે કેટલાક કારખાના બંધ પણ થાય. મૂડીદારો આવી પીછેહઠ માટે તૈયાર ન હોય તે સ્વાભાવિક છે. તેથી તેમને પોતાના વિકાસ માટે એક જ માર્ગ લાગે છે અને તે પોતાના દેશ ઉપરાંત બીજા દેશના બજારો શોધવાનો, અને બીજો દેશ ઉદ્યોગપ્રધાન હોય તો તો ત્યાંના મૂડીદારો પોતાને ત્યાં ઘૂસવા ન દે; તેથી દરેક મૂડીવાદી દેશ બીજા કોઈ પછાત અણખેડાણ અને ઉદ્યોગવિહીન દેશનું બજાર સર કરવા પ્રયાસ કરે છે. અને બજાર સર કરવા માટે રાજકીય સત્તા એ પ્રબળ સાધન છે. આમ આર્થિક શોષણને ખાતર, મૂડીવાદના વધુ વિકાસને ખાતર એક દેશની સત્તા બીજા દેશ ઉપર જમાવવામાં આવે એ વસ્તુને શાહીવાદ તરીકે ઓળખવામાં આવે છે.

હિંદ ઉપર બ્રિટનનું આધિપત્ય, એબીસીનીયા ઉપર ઇટાલીનું આધિપત્ય તેમજ ચીન ઉપર આધિપત્ય જમાવવાના જાપાનના પ્રયાસમાં આજ શાહીવાદી નીતિ કામ કરી રહી છે, જો કે આ શાહીવાદી નીતિને મૂડીવાદીઓ સુંદર શબ્દોમાં ઘટાવવાનો પ્રયાસ કરી રહ્યા છે કે અમે અમારા નાણાં રોકીને બીજા પછાત દેશના ઉદ્યોગ ધંધાઓ, રેલવેઓ, રસ્તાઓ, કારખાનાઓ વગેરેનો વિકાસ કરવામાં ફાળો આપીએ છીએ. વિકાસ ખરેખર થાય જો આ મૂડીદારો પોતાની મૂડી અને તેનું વ્યાપારી વ્યાજ લઈને દેશને પોતાના પંજામાંથી મુક્ત કરવા તૈયાર હોય તો. ઇસ્ટ ઇન્ડીયા કંપનીના જૂના હેવાલો ઉપરથી માલૂમ પડે છે કે તેના શેરહોલ્ડરોને હિંદમાંથી ૫૦૦૦ ટકા ડીવીડન્ડ મળતું. હિંદમાં બંધાયેલી રેલ્વેઓમાં બ્રિટીશરોની થાપણ જે રોકાયેલી છે, તેથી અનેકગણું તેમને ડીવીડન્ડ અત્યાર સુધીમાં મળી ચૂક્યું છે, છતાં તેમનું મૂળ લેણું તો હજી ઊભું જ છે. આમ હિંદમાં રેલ્વેઓ તો વધી પણ તેનો ઉપયોગ બ્રિટીશ થાપણદારોની મૂડી અને નફો વધારવામાં જ થાય છે, અને હિંદીઓ તો એને એ કઠિયારા અને જલગરિયા તરીકે રહ્યા

છે. અને છતાં કહેવામાં આવે છે કે બ્રિટને હિંદને મદદ કરી છે. હા, મદદ તો જરૂર કરી છે, પણ પેલા જંગલી ઘોડાને માણસે મદદ કરી હતી તેવી. જંગલમાં એકવાર ઘોડા અને વરૂ વચ્ચે દુશ્મનાવટ થઈ. ઘોડાએ વરૂને હરાવવા માટે માણસની મદદ માગી. માણસે કહ્યું કે મદદ તો કરું પણ મને તારી પીઠ ઉપર સ્વારી કરવા દેવી પડશે. અને તે દિ'નો માણસ આજસુધી ઘોડાની પીઠ ઉપરથી હેઠો નથી ઉતર્યો. આવી જ રીતે પરદેશી થાપણદારો અણખેડાણ દેશના ઉદ્યોગ ધંધાને વિકસાવે છે તો ખરા પણ સાથોસાથ આ સ્થાપિત હિતો સદાય કાંધ ઉપર ચઢી બેસે છે; અને પરાધીન પ્રજા પાસે સદાય વૈતરૂં કરાવ્યે રાખે છે.

શાહીવાદની આવી ભયંકર ચૂડમાં આખા રાષ્ટ્રોના રાષ્ટ્રોનું જે શોષણ થાય છે; તેમાંથી મુક્ત થવાનું કાર્ય અત્યંત દુષ્કર હોય છે. આ શાહીવાદને નિભાવી રાખવા માટે પ્રચંડ લશ્કરો રાખવામાં આવે છે; પરાધીન દેશના પોતાના જ લશ્કર અને શસ્ત્ર સામગ્રીથી તેને પરાધીન રાખવામાં આવે છે; અને વૈજ્ઞાનિક ચોકસાઈથી પરાધીન દેશનું અનવરત શોષણ ચાલુ રહે છે. શાહીવાદી શોષણથી શાહીવાદી દેશના મૂડીદારોને તો ફાયદો થાય છે જ પરંતુ સાથોસાથ શાહીવાદી દેશના મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગને નોકરીઓ, બેકારભથ્થું, વારસાવેરો, વગેરે દ્વારા પણ ફાયદો થતો હોવાથી તેઓ પણ આ શોષણક્રિયામાં સામેલ થાય છે. અને આમ એક આખો દેશ બીજા આખા દેશનું જળોની માફક શોષણ કરે છે.

સમાજવાદ શાહીવાદના આ વિષારી ચક્કરના મૂળમાં ઘા કરવા માગે છે. સમાજવાદ શાહીવાદના પ્રેરક મૂડીવાદને જ મિટાવી દેવા માગે છે, પછી શાહીવાદ માટે અવકાશ તેમાં રહેતો નથી. સૌથી પહેલાં તો સમાજવાદ શ્રમજીવીઓને તેમની મહેનતનું પૂરું વળતર

આપવા ઇચ્છતો હોવાથી નફાખોરીને તેમાં સ્થાન નથી. તેમ શ્રમજીવીઓને તેમની મહેનતના પ્રમાણમાં પૂરું મહેનતાણું મળતું હોવાથી ઉત્પન્ન થતો માલ તેઓ પોતેજ વાપરી શકવાના કે જેથી બીજા પછાત દેશોના બજારો શોધવાની તેમને જરૂર નહિ પડે. અત્યારે મૂડીવાદી સમાજ રચનામાં ગરીબ માણસનું જીવન ધોરણ એટલું કંગાળ કરી નાખવામાં આવ્યું છે કે તેના પ્રમાણમાં સમાજવાદી જીવન ધોરણ તો લોકોને શરૂઆતમાં કદાચ સ્વર્ગ જેવું અપ્રાપ્ય લાગે પણ જેમ જેમ લોકો વધુ ઉત્પન્ન કરતા જશે અને તેનો ઉપભોગ પણ પોતે જ કરતા જશે તેમ તેમ તેમને પોતાની આગલી કંગાલિયત કોઈ બીહામણા સ્વપ્ના જેવી બની રહેશે.

સમાજવાદ હેઠળ મૂડીવાદ કરતાં કદાચ યંત્રો અને કારખાનાઓ વધુ હશે. તેમ છતાં સમાજવાદી રચનામાં પણ એક તબકકો એવો આવે કે જ્યારે સમાજની ખરેખરી જરૂરિયાત કરતાં પણ કારખાનાઓ ઘણો વધુ માલ ઉત્પન્ન કરે ત્યારે આ કારખાનાઓ કે યંત્રોને ઓછા કરવામાં સમાજવાદને કોઈ રોકી નહિ શકે. કેમકે યંત્રોને સમાજવાદ માત્ર સાધન તરીકે રાખવા માગે છે; અત્યારની જેમ શ્રમજીવીઓને ભરખી ખાનારા સેતાની ચરખા તરીકે યંત્રો ઘડી ભર પણ નહિ ટકી શકે. આનો અર્થ એમ નથી થતો કે સમાજવાદમાં એક દેશનો બીજા દેશ સાથેની આપલેનો સંબંધ નિષિદ્ધ હશે. પરસ્પર તંદુરસ્ત સહકારની ભાવના સાથે થતી આપલેને સમાજવાદમાં અગત્યનું સ્થાન હશે. જેમકે જે દેશમાં કોલસા અને લોખંડની ખાણો હોય ત્યાં લોખંડના ઉદ્યોગો વધુ વિકસી શકે એ સ્વભાવિક છે, તેથી આ દેશ બીજા દેશમાં જ્યાં આ વસ્તુઓ નથી બનતી તેની સાથે રાજીખુશીની આપ લે જરૂર કરી શકશે. પણ વીંછીના ડંખ સમી નફાખોરી અને શોષણને આ આપ લેમાં બીલકુલ સ્થાન નહિ હોય.

શાહીવાદમાં તેના વિકાસની સાથે તેના વિનાશના બીજ પણ

વધતાં જાય છે. તેની ગતિ ગમે તેટલી હોય તો પણ તેનું સ્વરૂપ ફરતાં ભમરડા જેવું હોય છે. માથું મોટું અને પાયો પાતળો, એટલે ગમે તેટલું ફરે તો પણ આખું કમઠાણ પોતે પોતાના ભારેજ તૂટી પડે. અને જ્યાં પોતાને ભારે શાહીવાદ તૂટી નથી પડતો ત્યાં એ શાહીવાદી દેશોની હરિફાઇ શાહીવાદને તોડી પાડે છે.

ગરીબાઇ અને બેકારીની માફક જંગી લશ્કરની સ્થાપના એ પણ શાહીવાદમાં અનિવાર્ય જરુરિયાત થઇ પડે છે. અને આ લશ્કર ઉત્પાદનમાં કશો ફાળોન આપતું હોવાથી તેને સરકારી કપડા પહેરેલાં ભાડુતી બેકારોનું ઉપનામ આપવું ઠીક થઇ પડશે. બીજા દેશોના બજારો સર કરવાની અદમ્ય ક્ષુધાથી પ્રેરિત થયેલા શાહીવાદી દેશો આખરે અરસપરસ અથડામણમાં આવ્યા વગર રહેતા નથી. અને દરેક શાહીવાદી દેશ પોતાના ભાડુતી બેકારોને યુદ્ધમાં હોમીને જીવવાનો વૃથા પ્રયાસ કરે છે; પણ યુદ્ધનો અગ્નિ એકવાર પેટાવ્યો એટલે તે શાહીવાદને ખુદને ભરખી જાય છે, અને મહાસંહારની ભસ્મથી જગતને સ્મશાન બનાવી દે છે. પણ યુદ્ધની વિસ્તૃત વિચારણાને અલગ પ્રકારણમાં લેવી ઠીક થઇ પડશે.

## પ્રકરણ ચૌદમું

### સમાજવાદ અને યુદ્ધ

યુદ્ધ એ માનવજાતનો જૂનો રોગ છે. સૈકાઓ થયા માણસ માણસ સાથે લડતો આવ્યો છે; ધર્મને નામે, કોઈ કહેવાતા આદર્શોને નામે, કોમને નામે અને સ્વાર્થને નામે આજ સુધીમાં અનેક યુદ્ધો ખેલાયાં છે, પ્લેગથી પણ વધુ ભયંકર અને પ્રલયકારી એવા યુદ્ધને ટાળવા તેનું નિવારણ કરવા માટે સંત મહંતોએ, વિચારકોએ અને ફીલસુફોએ અનેક ઉપાયો જગતને સૂચવ્યા છે, પણ યુદ્ધના આ રોગે માનવજાત પાસેથી આખરી વિદાય કદી લીધી નથી; અને વખતો વખત પ્રલયના કોઈ ઘોડાપૂરની માફક, અગ્નિના કોઈ પ્રબળ ઝંઝાવાતની માફક યુદ્ધ રૂદ્ર સ્વરૂપે ફાટી નીકળે છે, અને સેંકડો નહિ પણ કરોડો માણસોનો સંહાર કરીને પૃથ્વીને શોણિતનું તર્પણ આપે છે; લાખો દુધમલ બાળકોને નબાપા કરી મૂકે છે, કંઈક કોડભરી પત્નીઓને જીવનભર વૈધવ્યના શોકસાગરમાં ધકેલે છે. રાષ્ટ્રોના યૌવનને નષ્ટ કરીને વૃદ્ધો, વિધવાઓ અને અપંગો કેવળ બાકી રાખે છે. વિજેતા અને પરાજિત બન્નેને માટે આફતકારી એવું યુદ્ધ માત્ર વિનાશથીજ અટકતું નથી; પરંતુ પ્રજાઓમાં વેરના, દ્વેષના, હિંસાના અને અન્યાયના વારસાગત બીજો રોપીને ભાવિ યુદ્ધની ભૂમિકા તૈયાર કરે છે; અને આમ યુદ્ધની પરંપરા ચાલુ રહે છે અને પૃથ્વી જાણે પ્રાયશ્ચિત ન કરતી હોય તેમ વખતો વખત પોતાની જાતને સંહારના દાવાનળમાં સળગાવે છે.

યુદ્ધના કારણો ખાસ કરીને નિમિત્ત કારણો તો અનેક બને છે. પરંતુ જો નિમિત્ત કારણોની પાછળ જઈને વધુ ઉંડા ઉતરીએ તો 'જર જમીન અને જોરૂ ત્રણે કજિયાના છોરૂં' એ કહેવત પ્રમાણે આ ત્રણ કારણોમાંથી એક અથવા બીજું જરૂર મળી રહેશે. અલબત્ત સ્ત્રી માટે આજે રાષ્ટ્રો કે બાદશાહો હવે નથી લડતા. એ જમાનો હવે ચાલ્યો ગયો કહી શકાય, છતાં એક જાતિ બીજી જાતિ કરતા ચડિયાતી છે માટે તે બીજી જાતિઓ ઉપર શાસન કરવા યોગ્ય છે એવા અભિમાનમાંથી ઘણા યુદ્ધો જન્મે છે. બાકી બીજા બે કારણો જમીન અને દ્રવ્ય એ તો લગભગ બધા યુદ્ધોની પાછળ હશે એ તો સર્વત્ર જણાઈ આવે છે. ભૂતકાળમાં થઈ ગયેલા અને અત્યારે થતા યુદ્ધોની પાછળ જમીન અને દ્રવ્ય એ બેજ કારણોએ મુખ્ય ભાગ ભજવ્યો છે. અને આમાં હિતધરાવનારાઓએ ભાડુતી પ્રચારકો રોકીને યુદ્ધને આદર્શનો ઓપ ચડાવ્યો છે.

ઇટાલી અને જર્મની જેવા રાષ્ટ્રો તો અત્યારે પણ યુદ્ધને પ્રજાકિય પ્રગતિ માટે આવશ્યક ગણે છે; અને યુદ્ધ વગર પ્રજામાં શૌર્ય, ખુમારી, મરદાનગી, સાહસ, પ્રાણાર્પણની વૃત્તિ, વગેરે સદ્ગુણો આવતા નથી મએ ઇટાલીના આગેવાનો પ્રજાને મનાવે છે કાંડાકસી વગર બળની કસોટી થતી નથી એમ માનીને આખી પ્રજાની પ્રજાને તેઓ સંહાર માટે તૈયાર કરે છે; અને લશ્કરવાદની બોલબાલા થાય છે. પણ નવા જગતની રચના કરવા માટે આ આદર્શો હવે ઘણા જરીપુરાણા કહેવાય, લડાઈમાં સાહસ, શૌર્ય વગેરે ગુણો જોઇએ છે એ સાચી વાત છે: પરંતુ શાંતિની લડાઈમાં સંહારની લડાઇ કરતાં વધુ શૌર્ય, વધુ ઉદાત્ત આદર્શો અને કલ્પનાશીલ સાહસોની જરૂર પડે છે. બે પ્રજાને અથવા બે માણસોને પોતાને ગુણોનો વિકાસ કરવો હોય તો પરસ્પર યુદ્ધ દ્વારાજ થઇ શકે એ દલીલ કેવળ બેવકૂફીભરી કહી શકાય.

અતિસંતતિના બોજથી પીડાતી પૃથ્વીનો ભાર કુદરત આવા માનવ

સંહાર દ્વારા હળવો કરે છે અને યુદ્ધ નિર્માલ્યોને નામશેષ કરે છે એવી પણ દલિલ ઘણા યુદ્ધ પ્રેમી માણસો કરે છે. પણ અતિસંતતિનો બોજ પૃથ્વી જીરવી શકે તેના કરતાં ખરેખર વધી ગયો હોય તો તેના બીજા ઉપાયો ઘણાં છે. પૃથ્વી ખરેખર અતિસંતતિના બોજથી પીડાય છે કે કેમ એ વસ્તુ હકીકતથી પૂરવાર નથી થઇ; પરંતુ એ વસ્તુ ને દલીલ ખાતર કદાચ સ્વીકારી લેવામાં આવે તો પણ માનવ પ્રજાના પુરુષાર્થને નવા પ્રદેશો, નવા નવા વસવાટ અને નવા ઉત્પન્નની શોધ ખોળમાં પ્રેરવાને બદલે તેને એક મહાભયંકર આપઘાતને પંથે દોરવામાં કેવળ ટૂંક બુદ્ધિની જડતા સિવાય બીજું કશું નથી. તેમ યુદ્ધમાં ખરેખર નિર્માલ્યો નામશેષ થાય છે એમ પણ નથી બનતું. નિર્માલ્યો તો સ્વમાન ખોઇને પણ જીવવાનું પસંદ કરે છે, એટલે યુદ્ધમાં મોટે ભાગે દેશના ભડ ગણાતા યુવાન અને આદર્શઘેલા માણસોજ ખપી જાય છે. આમ યુદ્ધના અનિષ્ટો તો સર્વને સુવિદિત છે.

વેપાર અને દ્રવ્ય માટે શાહીવાદ કેવા યુદ્ધો ખેલે છે, અને પોતાની ક્ષુધા ઓલવવા લાખો નિર્દોષોનો સંહાર કેવી રીતે કરાવે છે, તે આપણે આગલા પ્રકરણમાં જોયું છે, તેથી તેની પુનરૂક્તિ અત્રે અનાવશ્યક છે. યુદ્ધો ચાલુ રહે તેમાં દારૂગોળા અને હથિયારોના મોટા કારખાનાદારોને ગંજાવર નફો હોવાથી તેઓ ભાડુતી છાપાઓ દ્વારા અને બીજા રાજખટપટી ઉપાયો દ્વારા યુદ્ધની આગને સદાયે જલતી રાખે છે. એ વર્તમાન યુરોપનો ઇતિહાસ બતાવે છે. આ નફાખોર બડા મૂડીદારોની નફાભૂખ એટલી તીવ્ર હોય છે કે તેની આડે તેઓ પોતાના દેશનું હિત જોવાનું પણ ભૂલી જાય છે; અને પોતાના દેશની સામે લડતા દેશને પણ તેઓ લડાયક સામગ્રી પૂરી પાડવા તૈયાર હોય છે. વર્તમાન બ્રિટન–જર્મન યુદ્ધ ફાટી નીકળ્યાને એક બે મહિના અગાઉ ફ્રાંસમાંથી લડાયક સાધન સામગ્રી હોલાંડ મારફત જર્મનીને મળતી હતી; એટલું જ નહિ પણ ખુદ ઇગ્લાંડમાંથી લડાયક શસ્ત્ર

સરંજામની બનાવટમાં ઉપયોગી એવા પદાર્થો એક ત્રીજા દેશમાં થઇને જર્મનીને મળતા હતા અને જર્મન બનાવટનો એવી રીતે બ્રિટનને મળતો હતો એમ કહેવાય છે.

આમ શાહીવાદ જીવંત હશે ત્યાં સુધી લેનીને કહ્યું છે લાખોનો સંહાર અટકવાનો નથી. સંહારના મૂળને ડાંભવા સમાજવાદ સિવાય આરો નથી. 'તમને મારીને પણ હું જી તારૂં ગમે તે થાય પણ હું ખાઇશ' એવી વૃત્તિને બદલે સમાજ 'આપણે સહકારથી મળીને નવું સર્જન કરીએ અને સાથે ભોગવ એવી નવી વૃત્તિ સ્થાપે છે. નિરર્થક ઘર્ષણમાં વેડફાઇ જતી શક્તિ તે સહકારના સુભગ રથે જોતરે છે. અને નવા જગતના બીજ રોપે બે રાષ્ટ્રો વચ્ચેની લડાઇમાં જે શક્તિઓ વેડફાય છે અને એકની અને બીજાની જીતને અંતે વિજેતા જે મેળવી શકે તેના કરતાં રાષ્ટ્રો સહકારથી જો પ્રયત્ન કરે તો બન્નેને અનેક ગણી સંપત્તિ અને સામર્થ્ય મળી શકે છે.

૧૯૩૯–૪૦ના વર્તમાન વિશ્વયુદ્ધમાં લડાઈ પાછળ એ બ્રિટન રોજના ચૌદથી પંદર કરોડ રૂપીઆ ખર્ચે છે. જર્મની તેટલું જ કે તેથી વધુ ખર્ચતું હશે. અને બીજા યુદ્ધકાર રાષ્ટ્રે ખર્ચ પણ એવાજ ગંજાવર હશે. આંકડા શાસ્ત્રીઓએ પૂ કર્યું છે કે આ યુદ્ધમાં જે ખર્ચ થાય છે તેમાંથી એકલા બ્રિ કે જર્મનીના માણસોને નહિ પણ આખી દુનિયાની પ્રજાને રહે સુઘડ ઘરો બાંધી શકાય. છતાં પરમ આશ્ચર્યની વાત એ કે દુનિયાના ડાહ્યા અને પરમ વિચક્ષણ ગણાતા માણસો પણ સંહારને અટકાવી શકતા નથી. બીજમાંથી જે વસ્તુ સુધરતી ન તેના ઉંડા મૂળ ગયા પછી સુધારવી ઘણી કઠણ પડે છે. તેથ સમાજવાદ નવા બીજ રોપવાની હિમાયત કરે છે, જેમાં શાહ અશકય બને અને તેના ફળ સમું યુદ્ધ પણ અશકય બને.

કાયમી શાંતિ માટે શાહીવાદના વિનાશની સાથે પૃથ્વીની જમીનની પુનઃ વહેંચણીનો સવાલ પણ એટલો જ અગત્યનો છે. જાપાન, ચીન, હિંદ કે જર્મની જેવા દેશો જ્યાં વસ્તીના પ્રમાણમાં જમીન ઘણી ઓછી છે, તેમને પોતાની પ્રજાના વસવાટ માટે (living space) વધુ જમીન જોઈએ એ એક કુદરતી જરૂરિયાત છે. આસ્ટ્રેલિયા જેવો ખંડ જ્યાં આઠ કરોડ માણસો સુખે વસી શકે ત્યાં અત્યારે માત્ર ૮૦ લાખ માણસો વસે છે, પણ તેઓ બીજાને અંદર આવવા દેવાની ના પાડે છે. આફ્રીકા અને અમેરિકાના પણ કેટલાક ભાગમાં આવી પરિસ્થિતિ પ્રવર્તે છે. કાયમી અને સાચી શાંતિની સ્થાપના કરવી હશે તો કોઈ આંતર રાષ્ટ્રીય ધોરણે જમીન વહેંચણીના પ્રશ્નને હાથ ધર્યા સિવાય છૂટકો નથી.

જો કે આખરી આદર્શ તો એજ હોવો ઘટે કે દુનિયાના પટ ઉપર ગમે તે માણસ ગમે ત્યાં જઈને સમાન હાવે વસી શકે. પણ અત્યારે શરૂઆત જે જે દેશોમાં વધુ જમીન પડી છે, તેમણે બીજા દેશના વાસીઓ માટે પોતાના દ્વાર ખોલવા જોઈએ. અને આમાં કોઈ જાતનું અંધેર કે વર્ચસ્વ સ્થાપવાનો પ્રયાસ ન થાય તે માટે આંતર રાષ્ટ્રીય સમજુતિના ધોરણે આ વસ્તુ થવી જોઈએ અને જો સમજુતિથી નહિ બને તો યુદ્ધ અનિવાર્ય બનશે; માનવ સમજુતિ અને સહકારવૃત્તિનું જ્યાં દીવાળું નીકળે, ત્યાં જ યુદ્ધો થાય છે. અત્યારની મૂડીવાદી સમાજરચનામાં જમીનની આવી વહેંચણી કેવળ અશક્ય બની રહે છે. જ્યારે સમાજવાદી રચનામાં જેમ એક દેશની જમીનની વહેંચણી તે દેશના વાસીઓ વચ્ચે થઈ શકે છે. તેવી રીતે સમસ્ત પૃથ્વીની જમીન વહેંચણી પૃથ્વીના સર્વ સંતાનો વચ્ચે સમાન અધિકારના ધોરણે થઈ શકે છે. અને પરિશ્રમ કરીને ખેડે તે ખાય એવી જ્યાં પરિસ્થિતિ હોય ત્યા ગજા કરતાં વધુ જમીન રાખવાનો પ્રશ્ન ઊભો થતો નથી; કેમકે સમાજવાદી રચનામાં

જમીન, યંત્રો, દ્રવ્ય કે નોકરો એ વધુ શોષણ કે વ્યક્તિગત હાથોમાં વધુ સંપત્તિ ઠસડવાના સાધનો તરીકે નહિ હોય. દુનિયાની જમીન વહેંચણીનો આ મહાપ્રશ્ન સમાજવાદી વિચારશ્રેણી માટે પણ અતિ ઉંચો ગણાય તેવો આદર્શ છે. પરંતુ આખરી શાંતિ માટે આજે ભલે ઉંચો અને અપ્રાપ્ય લાગતો આ આદર્શ માનવ જાતને અમલમાં મૂકયે જ છૂટકો છે.

આસ્ટ્રેલિયા, અમેરિકા અને દક્ષિણ આફ્રીકા જેવા દેશોમાં પુષ્કળ જમીન પડી હોવા છતાં ત્યાંના વાસીઓ બીજા દેશવાસીઓને આવવા દેવાની કેમ ના પાડે છે એ પણ વિચારવા જેવું છે. જીવંત માનવ એ દુનિયાની પરમ શક્તિ છે; પણ આ શક્તિઓના આગમન સામે કેટલાક દેશો બારણાં શા માટે ભીડે છે? તેમને ભય છે કે જો બહારના નવા આગંતુકો દેશના મૂળવાસીઓનું જીવન ધોરણ નીચું કરી દેશે. આફ્રીકા, ચીન કે હિંદના વાસીઓનું જીવન ધોરણ મૂળેજ નીચું હોવાથી તેમને આવો ભય લાગતો નથી. પરંતુ આસ્ટ્રેલિયા, અમેરિકા અને દક્ષિણ આફ્રીકાના ગોરાઓને આવો ભય લાગે છે ખરો. એટલે ફરી આ વસ્તુની જડ તપાસતાં સધન અને નિર્ધન દેશો વચ્ચેનો તફાવત આનું કારણ જણાય છે. પણ આનો સાચો ઉપાય સધન દેશો પોતાનું નાનકડું વર્તુલ કરીને બીજાઓ માટે બારણાં બંધ કરી દે એ નથી; પરંતુ આ નિર્ધન ગણાતા દેશનું જીવન ધોરણ ઉંચે ચડાવવાનો છે. અને આ નહિ થાય ત્યાં સુધી સધન અને નિર્ધન વચ્ચેનો સનાતન સંગ્રામ ચાલુજ રહેવાનો અને સૌને સધન બનાવવાનો પ્રયત્ન ન કરતાં જ્યારે એક દેશ બીજાને નિર્ધન બનાવીને પોતાને સધન બનાવવા પ્રયત્ન કરે ત્યારે નિર્ધન બનેલો દેશ પણ પોતે સધન થવા માટે બીજાને વધુ નિર્ધન બનાવે. આમ સધન નિર્ધન બને અને નિર્ધન સધન બને એમ ચક્કર ચાલ્યા કરવાનું. આ ચક્કરનો અંત તોજ આવે કે જો કાંતો બધા નિર્ધન અથવા કાંતો બધા સધન

અને. નિર્ધનતાને તો કોઈ આદર્શ માનતું જ નથી; એટલે સૌએ સાથે સધન બનવા માટેનો પુરુષાર્થ કરવો એજ એક આદર્શ રહ્યો, જે સમાજવાદી દ્રષ્ટિનું વ્યાપક રૂપાંતર છે.

પરાધીન દેશોનું અસ્તિત્વ એ પણ યુદ્ધનું એક કારણ છે. જ્યાં સુધી દુનિયામાં એક પણ દેશ પરાધીન હશે ત્યાં સુધી યુદ્ધનો નાશ કદી થવાનો નથી, શસ્ત્રોને જોરે જેમને પરાધીન રાખવામાં આવ્યા છે, તે દેશો આજે લાચારીથી ભલે ગુલામી નીભાવી લ્યે, પરંતુ સ્વતંત્રતા માટે ઝંખતા દેશનું કાયમી દમન અશક્ય છે, તેથી પરશાસનને ઉથલાવવા માટે ગુલામ દેશ યુદ્ધ કરે તે તદ્દન સહજ વસ્તુ છે; કેમકે સ્વતંત્રતા એ હરેક વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રની સ્વાભાવિક ભૂખ છે. માનવનો સર્વ પુરુષાર્થ અને સર્વ પ્રવૃત્તિઓ સ્વતંત્રતા મેળવ્યા પછી જ કૃતાર્થ થાય છે. સમાજવાદી દેશ બીજા કોઈ પણ દેશ કે પ્રજા ઉપર શાસન કરે એ અસંગત વસ્તુ છે, કોઇ વ્યક્તિ કે પ્રજાની સુખાકાંક્ષા અને પ્રગતિની કબર ઉપર રચાયેલા બીજી વ્યક્તિ કે પ્રજાની પ્રગતિના મીનારા અલ્પજીવી અને પોકળ હોય છે. બીજા રાષ્ટ્રની સ્વતંત્રતા છીનવી લઇને કોઇ દેશ સમાજવાદી રહી શકે એ અસંભવ વસ્તુ છે.

આમ આપણે યુદ્ધના અનિષ્ટો જોયા અને તેના કારણોની મીમાંસા પણ કરી; અને સમાજવાદી રચનામાં આ કારણોનું અસ્તિત્વ હોતું નથી એ પણ જોયું. પણ વળી પ્રશ્ન થશે કે શું સમાજવાદી દેશ યુદ્ધ નથી લડતો ? હા, લડે છે પણ તે બીજા ઉપર આક્રમણ રૂપે નહિ પણ રક્ષણાત્મક ઢબે. અલબત્ત જો દુનિયામાં બધે સમાજવાદ સ્થપાય તો રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના આવા ઘર્ષણ કેવળ અશક્ય બને એ ખરૂં. નહિતર ઘણીવાર કોઈ એકલ દોકલ સમાજવાદી દેશને બીજા દેશો સાથે ન છૂટકે યુદ્ધમાં ઉતરવાની પરિસ્થિતિ ઉભી થાય છે.

કોઈ પૂછશે કે સમાજવાદી રચનામાં આ બાહ્ય કારણો કદાચ નહિ હોય તેથી શું માનવ પોતાનો લડવાનો, ઝઘડવાનો સ્વભાવ ભૂલી જશે? હા, માનવસ્વભાવ પણ રબ્બર જેવી વસ્તુ છે, સંજોગો અનુસાર તે ઘડાય છે. છતાં સમાજવાદ બાહ્ય પરિસ્થિતિ સુધારી લ્યે છતાં જો યુદ્ધને નિમિત્ત આપનાર માનસિક વસ્તુ બાકી રહે તો તે સુધારવાનું કામ ધર્મનું, નીતિનું અને શુભાચારનું છે. સમાજવાદનું ક્ષેત્ર જ્યાં પૂરું થાય છે ત્યાંથી ધર્મ, નીતિ અને શુભાચારના શિક્ષણનું ક્ષેત્ર શરૂ થાય છે. અને સમાજવાદ ધર્મ, નીતિ અને શુભાચારના ઉન્નત વિકાસ માટે સારામાં સારી ભૂમિકા તૈયાર કરી આપે છે, કે જેથી યુદ્ધ સદાને માટે નામશેષ બની જાય.

પ્રકરણ પંદરમું

## સમાજવાદ : હિંસા અને અહિંસા

હિંસા–અહિંસા વિષે સમાજવાદને શું કહેવાનું છે? આ પ્રશ્ન ઘણાને ઉઠે છે. હિંદુસ્તાન જેવા શાંતિપ્રિય દેશમાં જ્યાં બુદ્ધ મહાવીર અને ગાંધી જેવા અહિંસાના આચાર્યોએ હિંસા અને દ્વેષની ધગધગતી આ દુનિયામાં અહિંસા અને પ્રેમની શિતળ જ્યોતને જલતી રાખી છે, ત્યાં આ પ્રશ્ન સવિશેષ પણે ઉઠે તે સ્વાભાવિક છે. યુરોપની દુનિયામાં આ પ્રશ્ન બહુ નથી ઉઠતો, નથી ઉઠયો. જેમ માંસાહારી લોકોની દવામાં માંસ કે દારૂ આવે તેમાં તે લોકોને કશું અસ્વાભાવિક નથી લાગતું, પણ વનસ્પત્યાહારી પ્રજાની દવાઓ મોટે ભાગે વનસ્પતિઓમાંથી જ બનેલી હોય છે, તેમ જે પ્રજાનું બંધારણ અને ઘડતર હિંસા ઉપર રચાયેલું જ છે, તેને તેમાં ફેરફાર કરવા માટે હિંસાનો આશ્રય લેવો પડે તેમાં કશું આશ્ચર્ય કે નવીનતા નથી લાગતા પણ કેવળ ન્યાય લાગે છે. તેથી જ અઢારમાં સૈકામાં થએલ ફ્રાંસની ઐતિહાસિક રાજ્યક્રાન્તિ જેણે સ્વતંત્રતા, સમાનતા અને બંધુતાના અતિ ઉદ્દાત આદર્શોની જગતને ભેટ ધરી છે, તે આખી લોહીથી ખરડાયેલી છે, પણ તેથી તેનું મૂલ્ય ઘટતું નથી. તેવીજ રીતે ઓગણીશમાં સૈકામાં થયેલી રશિયન ક્રાન્તિએ જગતને આર્થિક નવવિધાનનો મહા પદાર્થપાઠ આપ્યો. તે આખી કથા

પણ રક્તપાતને અવલંબીને ઉભી છે. પણ તેથી જગતની દ્રષ્ટિએ તેના મૂલ્યો ઘટતા નથી. તેમ અત્યારે જર્મની અને બ્રિટન વચ્ચે ચાલી રહેલ મહા ભીષણ યુદ્ધમાં પણ આખરે નિર્ણાયક વસ્તુ તો બળ ઉપર જ છે. સંહારના આ મહા તાંડવમાં કોઈ ન્યાયની વાત નથી કરતું, પણ ' અમે તમારા આટલા ઘરોનો સંહાર કરીશું, તમારા સ્ત્રી બાળકોનો ખુડદો બોલાવીશું." આવી ભય અને હિંસાની બેધારી તલ્વારે પોતાને મનફાવતો ફેંસલો પ્રતિસ્પર્ધી પાસે સ્વીકરાવવાની વાત કરે છે. આવી પ્રજાઓ પોતાને મનફાવતી સામાજિક કે રાજકિય ક્રાન્તિ કરવામાં બળનો આશ્રય લે તેમાં કશી નવાઈ નથી.

તેમ હિંસાદ્વારા કે બળદ્વારા ક્રાન્તિ કરવાનો કોઈનો હક્ક છે કે નહિ એ પ્રશ્ન ઉઠાવવો પણ અસ્થાને છે. જો શોષકો અને શાસકોને દલિતો અને શોષિતોને સદાય પોતાની એડી હેઠળ રાખવા માટે શક્ય હોય તેટલાં બધાં શસ્ત્રાગારો ખૂલ્લાં મૂકવાનો હક્ક હોય છતાં તેનો સામનો કરવા માટે શોષણના સકંજામાંથી મૂક્ત થવા માટે શોષિતોને હિંસા કે બળનો આશ્રય લેવાનો હક્ક નથી એમ કહેવું તે નરી મૂર્ખાઈ છે, અથવા તો તે સ્વાર્થપ્રેરિત પક્ષપાત છે.

ખરી વાત તો એ છે કે અન્યાય માત્ર હિંસા છે, પછી તે રાજકિય, સામાજિક આર્થિક કે અંગત હો અને તેનું રક્ષણ હિંસા મારફત જ થઈ શકે છે; હિંદ ઉપરનું પરદેશી આધિપત્ય હિંસા અને બળ સિવાય એક ક્ષણ પણ ટકી શકે ? તેમજ વર્તમાન મૂડીવાદી રચના પણ હિંસા ઉપરજ નિર્ભય છે. માસિક ૧૫ રૂ.ના પગારમાં ત્રણ બાળકો અને સ્ત્રીનું પોષણ કરતો પટ્ટાવાળો ભાગ્યે જ એમ માને છે કે તેને મળતો પગાર એ ન્યાય છે, અથવા તો તેના શેઠને મળતા લાખો રૂપિયા એ શેઠના હક્કના છે, પણ એ જાણે છે કે તે જો આ વસ્તુસ્થિતિ ન સ્વીકારે

તો તેની સામે ભૂખમરો ડોળા કકડાવતો ઉભો છે; અને જો આ પરિસ્થિતિનો તે સામનો કરવા જાય તો પોલીસ, જેલ, અદાલત, લોકનિંદા વગેરેના શસ્ત્રો તેને સાણસામાં લેવા તૈયાર ઉભા હોય છે. અને ચોર લુટારા અને ડામીજ તરીકે તેને દંડી નાખે છે. પણ આવી રીતે હિંસાથી ટકાવી રાખવામાં આવતી અન્યાયી પ્રથા સામેનો બળવો જ્યારે હિંસક સ્વરૂપમાં ફાટી નીકળે છે, ત્યારે ભદ્ર લોકો ભડકી ઉઠે છે, 'હિંસા, મહાપાતક, ઘોર જંગલીપણું' એવો શોરબકોર મચાવી મૂકે છે.

હિંસાનો બચાવ કરવાનો આ લેખકનો હેતુ નથી. હિંસાનો કોઈ કાળે અને કોઈ સ્વરૂપે બચાવ થઈ શકે નહિ. અન્યાય સામે અન્યાય કરવાનો કોઈ અધિકાર કે હક્ક હોઈ શકે નહિ. જંગલી જમાનાના અવશેષ સમી હિંસાનું-વિચાર વાણી કે વર્તન-કોઈ પણ સ્વરૂપમાં સમર્થન કરવાથી હિંસાનું આવરદા લંબાય છે એ વસ્તુ લેખકથી અજાણ નથી. પણ આટલું સ્પષ્ટ કર્યા પછી એટલું જરૂર પૂછી શકાય કે જે લોકોએ ઝારની હિંસાને મૂંગે મોઢે જોયા કરી હતી જે લોકોએ ફ્રેંચ રાજ્યક્રાન્તિ પહેલાં ફ્રેંચ બાદશાહોના અન્યાય કે હિંસા સામે હરફ નથી કાઢયો; તે લોકો ફ્રેંચ ક્રાન્તિ કે રશિયન ક્રાન્તિને હિંસાને કારણે કેમ વગોવી શકે? હિંદમાં ચાલતા વર્તમાન બ્રિટીશ તંત્રમાં જ્યાં શોષણની અવિરત ચક્કી ચાલી રહી છે, લાખો અને કરોડો દેહાતીઓને એક ટંક ખાઈને જ્યાં જીવન નિર્વાહ ચલાવવો પડે છે; આ ઠંડી, ક્રૂર અને કાતિલ હિંસાને ઠંડે પેટે જોઈ રહેનાર માણસો બે ચાર આવેશમય અને ઉર્મિલ બંગાલી ક્રાન્તિકારીઓને હાથે થતી અવિચારી હિંસા સામે આટલો બેહદ ફફડાટ કેમ મચાવી મૂકતા હશે? તેમની વ્યાખ્યા પ્રમાણે કદાચ સબળની હિંસા એ હિંસા નહિ ગણાતી હોય!

પણ હક્કની દ્રષ્ટિએ આ પ્રશ્ન ન છણતાં નવી રચનાની દ્રષ્ટિએ

આ પ્રશ્નનો વિચાર કરવો ઘટે છે. અને તે દ્રષ્ટિએ વિચારતાં નવા રાહ, નવા શસ્ત્રો, નવા ધ્યેયો અને નવીન સાધનોના સળંગ શાસ્ત્રોમાં અહિંસા એ ધ્રુવતારા જેવી સર્વસ્થળે માલૂમ પડશે. અને સમાજવાદ જે નવીન રચના વાંછે છે તેનું નૈતિક બળ અહિંસાના સ્વીકારથી સહસ્રગણું વધી જાય છે. ખરી રીતે સમાજવાદનું અંતિમ ધ્યેય અહિંસક સમાજ રચનાનું છે. જે સમાજમાં એક વ્યક્તિ બીજી વ્યક્તિના શોષણ ઉપર નહિ પણ સહકાર દ્વારા જીવવાનો પ્રયત્ન કરે એ અહિંસક–સમાજનું પ્રથમ લક્ષણ છે. સમાજવાદનું ધ્યેય તો એવા અહિંસક સમાજનું છે કે જેમાં યુદ્ધ સંહાર ભૂખમરો શોષણ કે બેકારી ન હોય પરંતુ આ ધ્યેયને સિદ્ધ કરવા માટે માણસો અને સમાજ પોતાની રૂચિ અને શક્તિ અનુસાર હિંસા કે અહિંસાનો સાધન તરીકે ઉપયોગ કરે છે.

આમ સમાજવાદની સ્થાપના હિંસા અને અહિંસા બન્ને માર્ગોએ થઈ શકે છે. અને હિંસાપ્રધાન સમાજ આ ક્રાન્તિ હિંસક માર્ગો દ્વારા કરે તો તેથી સમાજવાદની મહત્તા કે આવશ્યક્તા ઘટતી નથી. પણ આ હિંસક માર્ગોમાં એટલા બધા ભયસ્થાનો છે કે જે કદાચ ધ્યેયને જ નષ્ટ કરી નાખે એવો સંભવ છે. જ્યારે અહિંસા દ્વારા સિદ્ધ થયેલ સમાજવાદ સંપૂર્ણ રીતે ઉદ્દાત અને ચિરસ્થાયી હશે. પછી ભલે તેને સાધતાં જમાનો જાય.

વર્તમાન યુદ્ધના જમાનામાં જ્યાં કેવળ બળના આધારે આપણે સામ્રાજ્યો અસ્ત થતાં અને ઉગતાં જોઇએ છીએ, ત્યાં અહિંસાના કારગતપણા વિષે શ્રદ્ધા પ્રગટ કરવી એ લેખક જેવા નાના માણસ માટે ભારે સાહસ કહેવાય. મહાત્મા ગાંધી જેવા કોઈ મહાનુભાવ જેના શ્વાસે શ્વાસ અહિંસાનું રાત દિવસ રટન ચાલે છે, તેજ આવી જીવંત શ્રદ્ધા જાહેર રીતે કહેવાની હિંમત કરી શકે. પણ જગતમાં હિંસાના

ગમે તેટલા તાંડવો ખેલાય સામ્રાજ્યો ઉગે કે આથમે પણ તેથી માનવ હૃદયમાં ન્યાય અને અન્યાયની તુલના કરવાનો જે ઈશ્વરી કાંટો છે, તેના સનાતન મૂલ્યાંકનમાં રજ માત્ર પણ ફરક પડતો નથી. આમ ન હોત તો તો નાદિરશાહ, તૈમૂર ને કે કૈસરને આપણે યાદ કરતા હોત પણ જગત તો પ્રિયદર્શન અશોકને જ યાદ કરે છે. મહાવીર બુદ્ધ કે ગાંધી જેવાને જ વંદે છે. ફાંસીને માંચડે ચડીને અમર થયેલા સુતારપુત્ર ઈશુખ્રિસ્તને જ દુનિયા પ્રણિપાત કરે છે. હા, મેઝીની, ગેરીબાલ્ડી, શિવાજી, લેનીન અને અબ્રહામ લીંકન જેવાને પણ દુનિયા આદરભાવે યાદ કરે છે ખરી પણ નહિ કે તેમણે હિંસાનો આશ્રય લીધો તે માટે, પરંતુ હિંસાથી ખદબદતા વાતાવરણમાં હિંસાનો ન છૂટકે આશ્રય લઈને હિંસા મીટાવીને અહિંસાની પ્રસ્થાપના કરવાનો પ્રયત્ન કર્યો તે માટે યાદ કરે છે.

આમ પંડિતો અને રાજદ્વારીઓ ગમે તેટલું કહે છતાં એકંદરે માનવહૈયું સાબુત છે, અને તે ધરતીના ટૂકડાના સ્વામીને નહિ, લોખંડી કાંડા બાવડા ધરાવનારને નહિ, હૃદય સ્વામીઓને જ પોતાનો અર્ધ્ય આપે છે; આપીને કૃતાર્થ થાય છે, હિંસાના મેલા, ગાંડા, ક્ષણિક અને ઉન્માદક પૂરો દુનિયામાં કંઈક આવશે અને જશે, પરંતુ કૈલાસ પર્વતથીયે વધુ પવિત્ર એવા મનઃપ્રદેશમાંથી અહિંસાનું જે નાનું છતાં અમર ઝરણું વહે છે, તે ચિરંતન વહ્યાજ કરશે, અને તેના પાન સિવાય માનવસમાજને કદી આખરી તૃપ્તિ કે શાંતિ લાધવાની નથી.

દુનિયાની એકંદર પ્રગતિ જોતાં પણ આપણને જણાશે કે દુનિયા એકંદરે હિંસામાંથી અહિંસા તરફ ઢળતી જાય છે. જે દિવસે માણસે લાકડીને સ્થાને સમજાવટ શરૂ કરી તે દિવસથી જ અહિંસાની શરૂઆત થઈ ચુકી કહેવાય. કેળવણી એ પણ અહિંસાનું જ સક્રિય અને રચનાત્મક સ્વરૂપ છે. કાયદો પણ હિંસા દ્વારા હિંસાનું નિયમન કરતો હોવાથી એટલે દરજ્જે અહિંસક છે. પોલીસ અને ધર્મોપદેશક

બન્નેનું કામ અને ધ્યેય સમાજને સારે રસ્તે ચાલતો રાખવાનું છે, છતાં સમાજ પોલીસ કરતાં ધર્મોપદેશકનો વધારે આદર કરે છે, તેમાં અહિંસાની જ પ્રતિષ્ઠા થાય છે. જો આપણા પાયામાં અને ઘડતરમાં અહિંસા ન હોત તો વેપાર, લેવડદેવડ કે બીજો કોઈપણ જાતનો સામાજિક વ્યવહાર અશક્ય બની જાત. આમ આપણે જાણ્યે અજાણ્યે અહિંસાનું જ આચરણ રાતદિવસ કરીએ છીએ. અને આ અહિંસક વાતાવરણ અને વૃત્તિથી આપણે એટલા બધા ટેવાઈ ગયા છીએ કે ઘઉંમાં જેમ કાંકરા થોડા હોય તો પણ દેખાઈ આવે તેમ છેતરપીંડી, જૂઠ, અન્યાય, વાણીદોષ કે મારકૂટ—વગેરેના થોડા હિંસક બનાવોથી એકદમ ક્ષુબ્ધ થઈ જઈને શોરબકોર મચાવી મૂકીએ છીએ. એમાં આપણું અહિંસાને ટેવાયેલું જાગ્રત મનજ કામ કરી રહ્યું છે. જો અહિંસાને આપણે સ્વીકારતા ન હોત, અહિંસા એ નિયમ છે, અને હિંસા એ તેની વિકૃતિ છે, અપવાદ છે એમ ખરેખર હૃદયથી ન માનતા હોત તો બીજા આપણને છેતરે કે આપણી પાસે જુઠું બોલે તો આપણું મન કેમ ઉકળી ઉઠે છે ? બીજાને આપણે જો ભૂલે ચુકયે કે જાણીને છેતરીએ તો પણ આપણું હયું અંદરથી કેમ ડંખે છે ? આ વસ્તુ આપણા હૈયામાં અહિંસાની જડ કેટલી ઉંડી છે તે બતાવે છે. તો જે વસ્તુ માણસના સ્વભાવમાં છે, તેના હાડમાં છે, એ જ વસ્તુને એક પરમ ક્રાન્તિકારી જ્યોત તરીકે પ્રગટાવવાનું જ્યારે લોકોને કહેવામાં આવે છે, ત્યારે લોકો એકાએક કોઈએ બહુ મોટી વાત કહી નાખી હોય તેમ કેમ ભડકી જતા હશે ?

પણ દુનિયામાં દલિલ શૂરાઓને કોઈ પહોંચતું નથી. દલીલના ખેલાડીઓ ઘણીવાર કહે છે કે ' હિંસા કે અહિંસા એ ક્રિયામાં નથી પણ ક્રિયા પાછળ રહેલા ભાવમાં છે. મનમાં કશા પણ દ્વેષ વગર આતતાયીને, અન્યાયીને દુષ્ટને હણવામાં પાપ શું અને હિંસા શું ? સગો ભાઈ પણ જો પાગલ થયો હોય તો તેને પણ બાંધીને પૂરી

રાખવો પડે. બીજાને રાત દિવસ પરાધીન રાખવામાં રોકાયેલ ઉન્માદ ગ્રસ્ત પરદેશીઓને સશસ્ત્ર ઓપરેશન દ્વારા તેમના મહાપાતકી અને હિંસક કાર્યમાંથી છોડાવવામાં હિંસા ક્યાં છે? દ્વેષ ક્યાં છે?' આ તાત્વિક લાગતી દલિલ સુવર્ણની જાળ જેવી છે. જેનો તાત્વિક જવાબ આપવા તત્વજ્ઞાની શંકરાચાર્યને કદાચ ફરી અવતાર લેવો પડે. પણ એટલું જરૂર કહી શકાય કે એકવાર આ દલિલની જાળમાં સપડાયા એટલે તેમાંથી નીકળવાનો કોઈ આરો જ નથી. વિરોધી દળોમાંથી એકની પણ શુભનિષ્ઠા (bonafides) માન્ય રાખીને તેના હિંસક ઉપાયોનું જરા પણ સમર્થન થાય એટલે દુનિયામાં સૌ પોતાના કૃત્યો માટે શુભનિષ્ઠાની ઢાલ આગળ ધરીને ચાલે છે તેમ ચલાવ્યે રાખવાના. જ્યારે સંપૂર્ણ શુભનિષ્ઠા હોવા છતાં ધ્યેયસિદ્ધિ માટે ઉપાયો અહિંસાના લેવામાં આવે છે ત્યારે અહિંસા આચરનાર અને તેનો વિરોધી બન્ને ઉદ્દાત્ત બને છે. પછી હારજીતનો સવાલ ગૌણ બની જાય છે; કેમકે સાચા અહિંસક માણસની કદી હાર થતી નથી. તે જીતે તો પૃથ્વી મળે અને હારે તો સ્વર્ગ મળે એવી તેની સ્થિતિ થઈ જાય છે. આવો માણસ હાડમાંસના અસ્તિત્વને ગમે તે ભોગે ટકાવી ન રાખતાં જીવન જે આદર્શોથી જીવવા યોગ્ય બને છે. તે આદર્શોને ટકાવી રાખવા પોતાના હાડમાંસને જતા કરીને પોતે દેહી મટીને વાસ્તવિક અર્થમાં વિદેહી બને છે, અમરત્વને પ્રાપ્ત કરે છે.

બીજો પ્રશ્ન વ્યવહારૂ માણસોનો છે કે જ્યારે અહિંસાથી કાર્ય ન સરે ત્યારે શું કરવું? મુખ્ય ધ્યેય તો કાર્ય પાર પાડવાનું છે, અહિંસાથી સર થાય તો સારી વાત છે, પણ અહિંસાથી સિદ્ધ ન થાય તો હિંસાનો આશ્રય કેમ ન લેવો? આ કાર્યકુશળ માણસોને જ્યારે સામે પ્રશ્ન પૂછવામાં આવે છે કે ધ્યેય સારૂં હોય છતાં હિંસાથી સર ન થાય ત્યારે શું કરવું? તરત જ ગોળીબાર જેવો ઝડપી જવાબ મળે છે કે 'વધુ હિંસક સંગઠન કરવું,' વધુ

હિંસાથી પણ ન સરે તો? જવાબ મળે છે કે એટલી વધુ હિંસા સંગઠિત કરો કે આખરે તો વિરોધીને નમ્યે જ છૂટકો. આમ ઘસડી ઘસડીને છેવટે તો તેઓ હિંસાના કારગતપણા વિષે રહેલી પોતાની શ્રદ્ધાનો જ આખરી આશ્રય લે છે. જો હિંસાના કારગતપણા વિષે આવી આખરી શ્રદ્ધા ધરાવી શકાતી હોય તો અહિંસા વિષે આવી આખરી શ્રદ્ધા કેમ ન ધરાવી શકાય? અહિંસાના અચળ પૂજારીઓ એમ કેમ ન કહે કે વધુને વધુ અહિંસા આચર્યે જવી કે આખરે વિરોધીને નમ્યે જ છૂટકો. એટલે આખરે તો આમ એક બિંદુ એવું આવી પડે છે કે જ્યાંથી બુદ્ધિ, તર્ક અને ગણત્રી સર્વ પાછાં વળે છે; અને બુદ્ધિ, વ્યવહારકુશળતા અને ગણત્રીનો આટલો આડંબર રાખ્યા પછી પણ એક ભૂમિકા તો એવી આવીને ઉભી રહે છે કે જેમાં માણસે પોતાની શ્રદ્ધાને જ ધ્રુવ તારક બનાવીને પોતાનું વહાણ હંકારવું પડે છે. અને જ્યારે શ્રદ્ધાને આધારે વહાણ હંકારવું જ પડે છે, તો પછી આ શ્રદ્ધા દ્રષ્ટાઓએ બોધેલી, અને માનવીના અંતરમાં ઈશ્વરે વાવેલી એવી સંજીવની સ્વરૂપ અહિંસામાં જ કેમ ન રાખવી કે જેમાં હાર થાય તો પણ કલ્યાણ અને જીત થાય તો પણ કલ્યાણ જ છે.

આટલું વાંચીને કંટાળેલો વાચક જરૂર પૂછશે કે તમારી અહિંસા તો સ્વીકારી પણ તે દ્વારા સમાજવાદ કેમ સ્થપાય તેની વાત કરોને! ફેબીયન સોશ્યાલીઝમના પ્રવર્તકો જેવા ગણાતા ઇગ્લાંડના મશહુર નાટયકારક બર્નાર્ડ શૉ, મિ. સીડનીવેબ, મિ. એચ. જી. વેલ્સ વગેરે લેખકો ભારપૂર્વક પ્રતિપાદન કરે છે કે સમાજવાદ સ્થાપવામાં કોઈ મોટી ક્રાન્તિ કે ઉથલ પાથલની જરૂર નથી. લોકોમાં જેમ જેમ સાદી સમજ ફેલાય તેમ તેમ કાયદાઓ દ્વારા બંધારણમાં ફેરફારો કરાવી શકાય કે જેથી સમાજવાદ ધીમે પણ નક્કર પગલે સ્થાપી શકાશે. આના સૂચક દ્રષ્ટાંતો તરીકે તેઓ ઇંગ્લાંડમાં લેવાતો વારસા વેરો,

જેમાં મરનારની દોલત તેના વારસોને મળે તે પહેલાં અર્ધી સરકાર લઈ લે છે, અમુક હદથી વધુ આવક ઉપર લેવાતો ભારે આવકવેરો, મ્યુનીસીપાલીટી તરફથી થતા સાર્વજનિક કાર્યો જેવા કે ટ્રામ—બસો. દુગ્ધાલયો, રહેવાના મકાનો, વગેરે પ્રવૃત્તિઓ ટાંકે છે. આ પ્રવૃત્તિઓમાં સમાજવાદી દ્રષ્ટિબિંદુ છે એ સાચું છે, પરંતુ તેમાં પૂરતો વેગ નથી. કરવાનું ઘણું બાકી છે. આ બંધારણીય સમાજવાદ છે. બીજી બાજુ ક્રાન્તિકારી ઉત્સાહઘેલાઓ એક દિવસમાં સમાજવાદ સ્થાપવાની વાત કરે છે, પણ તેમનો મદાર રાજ્ય સત્તા ઉપર રહેલો છે. અને દંડ અને બળને પોતાના ટેકા (Sanctions) તરીકે ગણવામાં કશો આંચકો ખાતા નથી.

આ બેની વચમાં એક મોટો રસ્તો રહેલો છે, અને તે પ્રજામતને કેળવવાનો છે. અંગત સ્વાર્થ અને નફાખોરીને બદલે સહકારી ધોરણે પોતાની આર્થિક અને અન્ય પ્રવૃત્તિઓ કરવાનું લોકોને જેમ વધુ સમજાવી શકાય તેમ સમાજવાદનો પાયો વધુ સદ્દર થશે. વિમા પ્રવૃત્તિઓ, સહકારી મંડળીઓ, સમુહ ખેતી, શિક્ષણ પ્રચાર, મ્યુનીસીપલ પ્રવૃત્તિઓનો વિસ્તાર વગેરે એટલી બધી રચનાત્મક પ્રવૃત્તિઓ કરવાની રહે છે કે સરકાર સમાજવાદ સ્થાપે તે પહેલાં લોકમાનસ અને પ્રવૃત્તિઓ વહેલી તૈયાર થઈ શકે. પણ આપણા કમનસીબે સમાજવાદની આ મંડનાત્મક બાજુને બદલે તેના કેટલાક ઉત્સાહી પ્રચારકો તેની ખંડનાત્મક બાજુ ઉપર વર્ગ વિગ્રહ ઉપર જ વધુ ભાર મૂકી રહ્યા છે, જાણે વર્ગ વિગ્રહ એ જ સમાજવાદનો સાર હોય ! નીચે પડેલા દલિત અને શોષિત લોકો જેમને બીજાઓનું ગદ્દાવૈતરું કરીને મરી છૂટવા સિવાય બીજા કોઈ હક્કનું ભાન કાલ સુધી નહોતું તેમને તેમના સર્વ માનવ સુખાધિકારોનું ભાન કરાવવામાં કશું ખોટું નથી. અને તેમને પણ હક્ક, હક્કની આ ઉન્માદક ઘોષણા અતિ મીઠી લાગે છે, પરંતુ જવાબદારી

શું (duties) તે કહ્યા સિવાય જ્યારે એકલું હક્કનું જ વાજું વગાડવામાં આવે છે ત્યારે સાચી શક્તિને બદલે શોષિતોને, કામદારોને એક જાતનો ઉન્માદક નશો ચડે છે; જ્યાં જવાબદારીનું ભાન ન હોય ત્યાં એકલા હક્કનું ભાન કોઈથી જીરવાતું નથી. જેમ આજ સુધી મૂડીદારોએ માત્ર પોતાના હક્કો શું તેનું જ ધ્યાન રાખ્યું, તો આજે તેઓ પોતે પોતાને જીરવી શકતા નથી; તેમજ જો કામદારોને પણ એકલા હક્કનું જ ભાન કરાવવામાં આવે તો કામદારો પણ પોતે પોતાને નહિ જીરવી શકે. જવાબદારી અને હક્ક બન્નેના સમમિશ્રણવાળો પ્રચાર એજ સાચું સમાજવાદી શિક્ષણ છે. હિંસા અને અહિંસામાં આજ મોટો તફાવત છે. અહિંસામાં આપણી ફરજ શું છે ત્યાંથી પ્રવૃતિની શરૂઆત થાય છે, હિંસામા વિરોધીની ફરજ શું છે ત્યાંથી શરૂઆત થાય છે. અને પ્રજાઘડતરની દ્રષ્ટિએ આ ભેદ ઘણો મૌલિક અને મહત્વનો છે.

પણ માટીના માનવીના હૈયામાં આવી સુવર્ણ અહિંસા કદી ઉગી શકે કે એવી શંકા કોઈ રખે ઉઠાવે. જેણે માતા ભગિનીનો નિર્વ્યાજ સ્નેહ અનુભવ્યો છે, જેણે મલિનતાને ધોઈને શુચિતા અર્પણ કરનારી નદીના ખળખળ વહેતાં ઝરણાંને જોયા છે, જેણે વધુને વધુ ઘસાતા ચંદનની વધુને વધુ બ્હેકતી સુગંધને માણી છે, જેણે અતિથિવત્સલ વૃક્ષોની મહેમાની ચાખી છે, જેણે 'બાપુ રહેવા દો, હૈયા પલ્ટો તો માનવીનો હોય,' પથ્થરનો ન હોય, એવા પ્રતિરોધક સૂચનો છતાં રાજકોટના અબુદ્ધ ઠાકોર અને નટખટ દિવાન વીરાવાળાનો હૃદયપલ્ટો કરવા પ્રાણપથારી કરીને કણીએ કણીએ જીંદગી આપતાં સાબરમતીના સંતને જોયા છે, તેને માનવીના હૈયામાં રહેલી અહિંસાની શાશ્વત શક્તિમાં અવિશ્વાસ કેમ હોઈ શકે ?

પ્રકરણ સોળમું

## સમાજવાદી ત્રાજવામાં

રશિયા,
જર્મની,
ઈંગ્લાંડ,
અમેરિકા,
હિંદ.

**સમાજવાદની** આટલી વિચારણા કર્યા પછી તેની અસર ક્યા ક્યા દેશોમાં અત્યારે કેટલી છે, તેની થોડી જાણ હોવી જરૂરી છે. આ દેશોના સમગ્ર ઇતિહાસ કે ઘડતરમાં ઉતરવાનું આ સ્થળ નથી; પરંતુ એક ઉપરછલ્લી દ્રષ્ટિએ થતું થોડું વિહંગાવલોકન અત્રે આપવું બસ થઈ પડશે.

સમાજવાદને આપણે જે રીતે જાણીએ છીએ અથવા તો જેવો સમાજવાદ ઇચ્છીએ છીએ તે દ્રષ્ટિએ સંપૂર્ણ સમાજવાદી દેશ અત્યારે એક પણ હસ્તિમાં નથી; એટલું પ્રથમ સ્વીકારી લીધા પછી કહેવું જોઈએ કે સૌથી વધુમાં વધુ સમાજવાદ આજે રશિયામાં પ્રવર્તે છે. સમાજવાદના આદ્યપુરોહિત જેવા આ દેશમાં સર્વ અર્થ પ્રકરણ અને સમાજ વ્યવહાર સમાજવાદી ધોરણે છે એ સાચું પણ તેનું રાજપ્રકરણ કંઈક ગુંચવાડામાં નાખી દે તેવું છે. રશિયાનું નામ યુ. એસ. એસ. આર. (Union of socialist Soviet Repub-

lics ) સમાજવાદી સોવિયેટ પ્રજા સત્તાક રાજ્યોનો સંઘ છે. અને તેનો ઇતિહાસ સામ્યવાદના ઇતિહાસ અને તેના ધુરંધરો લેનીન અને સ્ટેલીનની કારકીર્દી સાથે સંકળાયેલો છે. પરંતુ બીજા દેશોમાં પ્રવર્તતો મૂડીવાદ રશિયાના સમાજવાદને ઉથલાવી પાડશે એવા ભયથી કે ગમે તે કારણે પણ રાજ્યતંત્ર સરમુખત્યારી ઢબે ચાલે છે. અગાઉના મૂડીદાર ગણાતા એક નાના વર્ગને ત્યાં હજુ મતાધિકાર નથી. ત્યાં કોમ્યુનીસ્ટ પાર્ટી એ એકજ સત્તાવાર પક્ષ ગણાય છે; અને આ પક્ષ માન્ય રાખે તેજ ઉમેદવારોને ચૂંટણીમાં ઉભા રહેવા દેવામાં આવે છે. આ પાર્ટીનો મહામંત્રી સ્ટેલીન એ સોવિયેટ યુન્યનનો ખરેખરો સરમુખત્યાર છે. આર્થિક તંત્ર બધું સમાજવાદી ઢબે ચાલે છે. ઉદ્યોગો અને વાહન વ્યવહારના સાધનો બધા સરકારની માલેકીના છે; અને પ્લેનીંગ કમીશન (આયોજન સમિતિ) ની ગોઠવણ પ્રમાણે તેનો વહિવટ ચાલે છે.

પહેલાં શરૂઆતમાં ખેડૂતો કરતાં કામદારોને મતાધિકાર વધુ હતો પણ ૧૯૩૬ના નવા બંધારણ પછી ખેડૂતો અને કામદારોને સમાન મતાધિકાર આપવામાં આવેલ છે. ખેતી સંયુક્ત ઢબે ચાલે છે, અને આ ખેતરોને કોલખોઝ તરીકે ઓળખવામાં આવે છે; અને પંચવાર્ષિક યોજના પ્રમાણે ખેતી અને ઢોરની સાર્વજનિક મિલકતમાં દરેક ખેડૂતનો હિસ્સો રાખવા ઉપરાંત દરેક ખેડુતને એક ઘર, એકથી બે એકર જમીન અને એક બે ગાયો પોતાની અંગત માલેકીની મિલકત તરીકે રાખવાની છૂટ મળી છે. રશિયાની પરદેશનીતિ સામ્રાજ્ય વિસ્તારવાની નથી પરંતુ પોતાની લાગવગ (Sphere of influence) વધારવા પૂરતો લશ્કરનો ઉપયોગ કરીને તેણે ૧૯૩૯–૪૦ ના યુદ્ધમાં પોલાંડનો કેટલોક ભાગ લઈ લીધો. ઇસ્ટોનિયા, લેટવીયા, લીથુઆનિયા પણ પોતાની સરહદ સાથે મિલાવી દીધા. તેવીજ રીતે ફીન્લેન્ડના અગત્યના મથકો

સારેબીયા અને ઉત્તર બુકોવિના પણ લઈ લીધા. તેમજ બોલ્શેવી-
મના હડહડતા દુશ્મન સમા જર્મની સાથે દોસ્તી સાધી.
ામ રશિયાની પરદેશનીતિ કોઈ પણ પ્રામાણિક સમાજવાદીને
ચાવ કરતાં મૂંઝવે તેવી રહી છે. આખા વિશ્વમાં આંતરરાષ્ટ્રીય
માજવાદ સ્થાપવા અને તેનો ફેલાવો કરવાની ટ્રોટસ્કીની નીતિનો
શિયાએ હાલ તુરત તો ત્યાગ કર્યો છે; અને કેવળ રાષ્ટ્રીય
વાર્થ સાચવીને બેસી રહ્યું છે. આર્થિક સમાજવાદી તંત્રને
ીધે રશિયામાં આજે બેકારી કે નફાખોરીનું નામ નિશાન નથી.
ેમ તો, અમીર ઉમરાવોનો વર્ગ જ ત્યાં નથી. વિનીત સમાજવાદી-
ાની ઢીલી, ધીમી નીતિને બદલે ઉદ્દામ ક્રાન્તિના હિમાયતી એવા
માજવાદીઓને અલગ પાડવા માટે રશિયન સમાજવાદીઓ
તાને સામ્યવાદીઓ તરીકે જ ઓળખાવે છે.

જ્યારે રશિયામાં સમાજવાદ સ્થપાયો ત્યારે જૂની અંગત નફાની
ાગણીથી પ્રેરાઈને આજ સુધી કામ કરતો ખેડુત અને બીજો વર્ગ સમા-
જવાદને ન અપનાવી શકયો. વધુ ઉત્પન્ન કરીશું તો પણ આપણને
ધુ મળવાનું નથી. વધારાનું સરકાર લઈ જશે તો આપણી જરૂરિયાત
ેતું જ ઉત્પન્ન કરીએ એવી સંકુચિત ભાવનાથી ખેડુતોએ પાક
ાછો ઉત્પન્ન કરવા માંડયો. આથી એક તાત્કાળિક ઉપાય તરીકે
૯૨૨ પછી રશિયન સરકારે નેપ (Nep) નામથી ઓળખાતી નીતિ
ી અને અમુક મર્યાદિત પ્રમાણમાં ખાનગી નફો અને ખાનગી
ધારી સાહસને ચલાવવાની છૂટ મૂકી હતી; પણ ૧૯૨૭માં આ
ીતિ બંધ કરીને સંપૂર્ણ સમાજવાદી ઢબે નવી પંચવર્ષિય યોજના
મલમાં મૂકી હતી.

જર્મનીમાં નેશનલ સોશ્યાલીઝમ (રાષ્ટ્રીય સમાજવાદ) પ્રવર્તે છે
મ કહેવાય છે, પણ વાસ્તવમાં નામ સિવાય સમાજવાદ સાથે

તેને બહુ લાગતું વળગતું નથી. નાઝી શબ્દ એ નેશનલ સોશ્યાલીસ્ટ વર્કર્સ પાર્ટીનો ટૂંકાક્ષરી શબ્દ છે. પક્ષની મૂળ સ્થાપના એ હેતુભરી હશે; પરંતુ અત્યારે તો જર્મનીમાં એક પ્રકારનો લશ્કરીવાદ જ પ્રવર્તે છે. સમાજવાદના પ્રખર આચાર્યો કાર્લમાકર્સ અને ફ્રેડરીક એન્જલ્સ બન્ને જર્મન હતા, અને જર્મનીમાં સમાજવાદી વિચાર શ્રેણીનો પ્રચાર પણ ઠીક થયો હતો; પરંતુ સંજોગોની વિચિત્ર સંકલનાએ સમાજવાદને રશિયામાં સ્થાપ્યો અને તેના ઉગમ સ્થાન સમા જર્મનીમાં નાઝીવાદ જેવા લશ્કરીવાદને સ્થાન આપ્યું. એક બાજુ મૂડીવાદ અને બીજી બાજુ મજૂરોની સર્વસત્તા સ્વીકારતો સામ્યવાદ એ બેની વચમાં ભીંસાતા મધ્યમવર્ગને બચાવવાનો, અથવા તો તેના હાથમાં જ સત્તા સૂત્ર રાખવાનો નાઝી પક્ષનો હેતુ હતો. પણ તે પણ સફળ થયો નથી. અને અત્યારે સમાજવાદનો પોકળ આભાસ, મૂડીવાદનો ટેકો અને વાસ્તવમાં લશ્કરીવાદ એવો શંભુમેળો જર્મનીમાં નેશનલ સોશ્યાલીઝમને નામે ચાલે છે.

મૂડીવાદને પણ જર્મનીમાં મોકળું ક્ષેત્ર આજે નથી. મોટા ઉદ્યોગોનું સંચાલન અને અંકૂશ બધું સરકારી પ્રેરણા હેઠળ જ ચાલે છે. બેકારીનો સમુળગો નાશ છે; પણ તે સમાજવાદી ઢબે નહિ પણ મોટા પાયા ઉપર શસ્ત્રાગારો અને લશ્કરો ઉભા કરીને કરવામાં આવેલ છે. ઇટાલીના ફેસીઝમને મળતું જ નાઝીવાદનું સ્વરૂપ છે. સર્વ સત્તા હિટલરના હાથમાં છે. લોકશાહી ઢબે થતી ચૂંટણીને હિટલર સખત રીતે વખોડી કાઢે છે. નેતાઓ ચૂંટાતા નથી, પણ હિટલર અને તેના નીમેલા સાથીઓ દ્વારા નીમાય છે. જર્મન ધારાસભાને રીસ્ટાગ કહેવામાં આવે છે, પણ તેને હિટલરના ભાષણ સાંભળવા સિવાય બીજું ધારા ઘડવાનું કશું હોતું નથી. ધારા તો સરકાર ઘડે છે. આ સરકાર રીસ્ટાગને નહિ પણ હિટલરને જવાબદાર છે. સરકારને મન ફાવે તેમ કર લઈ શકે છે, બજેટ ઘડી શકે છે.

સામાન્ય પ્રજાને આમાં કશો અવાજ હોતો નથી. જર્મનીમાં બધા સમાજવાદી અને સામ્યવાદી પક્ષોને સખત હાથે દાબી દેવામાં આવ્યા છે, કામદારો હડતાલો પાડી શકતા નથી. કામદારોના પગારના દરો સરકાર તરફથી નક્કી થાય છે.

ઈંગ્લાંડમાં સામ્યવાદને કે ઉદ્દામ સમાજવાદને કદી સ્થાન મળ્યું નથી. બ્રિટીશ પ્રજા મોટે ભાગ રૂઢીચુસ્ત અને પ્રણાલિકા પ્રિય હોવાથી ઉદ્દામ ક્રાંતિને તેમના જીવનમાં બહુ સ્થાન મળ્યું નથી. બંધારણ મારફત ધીમે ધીમે જેટલા સમાજવાદી સુધારા અપનાવી શકાય તે કરવા પ્રત્યે બ્રિટીશ પ્રજાનું વલણ રહ્યું છે ખરૂં અને માકર્સ છાપના સમાજવાદ પ્રત્યે એક જાતનો તિરસ્કાર ઇરાદાપૂર્વક કેળવવામાં આવ્યો છે. પરંતુ શાંતિપૂર્વકનો તેમજ નૈતિક અને બંધારણસર સમાજવાદની હિમાયત કરનારા ફેબીઅન સમાજવાદની બ્રિટીશ પ્રજામત ઉપર વધુ અસર છે. કોન્ઝરવેટીવ પક્ષથી બીજે નંબરે આવતો મજૂર પક્ષ (લેબરપાર્ટી) એ આવા સમાજવાદની હિમાયત કરનારો પક્ષ છે. આમની સભાના કૂલ ૬૧૫ સભ્યોમાંથી આ પક્ષના સભ્યોની સંખ્યા અત્યારે ૧૬૮ છે. આ પક્ષના કાર્યક્રમમાં; ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ, સુયોજિત અર્થશાસ્ત્ર (planned economy) અને વર્ગભેદો નિર્મૂળ કરવા વગેરે છે. હિંદ અને બીજા સંસ્થાનોને સ્વરાજ્ય આપવાની આ પક્ષ તરફેણ કરે છે. પરંતુ ૧૯૨૪ અને ૧૯૨૯ એમ બે વખત આ પક્ષ સત્તા ઉપર આવ્યો, પરંતુ ન તો હિંદને તે સ્વતંત્રતા આપી શક્યો કે ન તેનો પોતાનો સમાજવાદી કાર્યક્રમ પાર પાડી શક્યો.

આ મવાળ સમાજવાદીઓથી પોતાને અલગ ગણાવતો એક પક્ષ ઇન્ડીપેન્ડન્ટ લેબર પાર્ટી (સ્વતંત્ર મજૂર પક્ષ) નામે સ્થપાયો છે. પણ પ્રજામાં તેનું બહુ જોર નથી. તેનો એક જ સભ્ય અત્યારે આમની સભામાં છે. સામ્યવાદ અને સમાજવાદને ઈંગ્લાંડમાં બહુ સ્થાન ન

મળ્યું તેનું એક કારણ એ પણ છે કે ઇંગ્લાંડ હિંદ અને બીજા સંસ્થાનો ઉપર આધિપત્ય ધરાવતું હોવાથી તે આ દેશોનું શોષણ કરીને ઇંગ્લાંડના કામદારોનું જીવન ધોરણ ઉંચું રાખી શકે છે; કામદારોને ઉંચા પગારો, બેકારભથ્થું તેમ જ પરાધીન દેશોના શોષણની લૂંટમાં ઇંગ્લાંડના મધ્યમવર્ગને પણ સારો હિસ્સો આપી શકે છે, જેને પરિણામે પ્રજાનો મોટો વર્ગ સંતુષ્ટ રહેવાથી ઉદ્દામ ક્રાન્તિનાં બીજની ભૂમિકા ત્યાં તૈયાર થતી નથી. તેમ બીજી બાજુ વારસાવેરો, કામના કલાકોનું નિયમન, કામદારો માટે સુધડઘરો એવાં પગલાં દ્વારા સમાજવાદની દિશામાં હળવું પ્રયાણ સરકાર ચાલુ રાખે છે.

અમેરિકામાં સમાજવાદે કશી પ્રગતિ નથી કરી તેમ કહીએ તો ચાલે. એક તો દેશ ઘણો ધનાઢ્ય રહ્યો; અને ગમે તે નીચલા થરનો માણસ પણ પોતાના પ્રયાસથી ઉપર આવી શકે એવું ત્યાંનું વાતાવરણ છે, તેમ ઉદ્યોગ અને ખેતી બધી બાબતમાં આ દેશ સ્વાશ્રયી છે. સામાન્ય રીતે સર્વને માટે ત્યાં સમૃદ્ધિ મેળવવી શકય છે, તેથી સમાજવાદી હિલચાલ ત્યાં અતિ નબળી છે. જો કે કેટલાક નિરીક્ષકોનું એમ માનવું છે કે અમેરિકાની આ પરિસ્થિતિ લાંબો વખત નહિ ટકે. ત્યાં પણ વધતા જતા મૂડીવાદ સામે નિર્ધન કામદારો (proletariat) ની સંખ્યા વધતી જવાની. પણ અત્યારે અમેરિકામાં જ્યાં એક કામદાર મોટરમાં બેસીને મીલે કામ કરવા જઇ શકે એવી પરિસ્થિતિ છે, ત્યાં આ પરિસ્થિતિ ઉભી થવાનો સંભવ ઘણો દૂર હોય તેમ લાગે છે.

હિંદમાં સમાજવાદ માટેની ભૂમિકા ઘણી અનુકૂળ છે, એમ કહી શકાય આટલો ભૂખમરો અને બેકારી જ્યાં હોય ત્યાં સમાજવાદ માટેની ભૂમિકા તૈયાર છે એમ જરૂર કહી શકાય.

પરંતુ રાજકિય ગુલામી, પૂરતા પ્રચારનો અભાવ, કેળવણીની ખામી વગેરે કારણોને લીધે સમાજવાદનો ફેલાવો પૂરતા પ્રમાણમાં થયો નથી. હિંદના રાજકારણમાં અને જાહેર જીવનમાં સમાજવાદનો સવિશેષ પ્રચાર કરવાનું માન રાષ્ટ્રીય આગેવાન પંડિત જવાહરલાલને ફાળે જાય છે; પરંતુ હિંદી રાજકિય પ્રવૃત્તિના સૂર્યસમા મહાત્મા ગાંધીજીની વધુ પડતી આધ્યાત્મિકતાએ પંડિત જવાહરલાલ નહેરૂના ઉદ્દામ સમાજવાદ ઉપર હંમેશાં બ્રેકનું (લગામનું) કામ કર્યું છે. મહાત્મા ગાંધીજી હિંદી રાષ્ટ્રીય મહાસભાના ચાર આનાના સભ્ય ન હોવા છતાં મહાસભામાં જેવી લાગવગ ધરાવે છે, તેવી જ લાગવગ પંડિત જવાહરલાલ નહેરૂ અખિલ હિંદ મહાસભા સમાજવાદી પક્ષના પોતે સભ્ય ન હોવા છતાં તે પક્ષ ઉપર ધરાવે છે. હિંદી રાજકારણમાં છૂટી છૂટી વ્યક્તિઓએ પ્રસંગોપાત ગમે તેટલા સમાજવાદી ઉદ્ગારો કાઢયા હોય છતાં હિંદના જાહેરજીવનમાં વ્યવસ્થિત રીતે સમાજવાદી કાર્યક્રમ અને પ્લેટફોર્મ ઉભું કોઈએ કર્યું હોય તો તે મહાસભા સમાજવાદી પક્ષે કર્યું છે. હિંદના રાજકારણમાં કેવળ બંધારણ વાદીઓએ તો પોતાનું સ્થાન લગભગ ગુમાવ્યું છે એમ કહી શકાય. પણ બાકીના બે છેડાના પક્ષો એક ગાંધીવાદી પક્ષ અને બીજો અતિ ઉદ્દામ કામદાર પક્ષ એ બે વચ્ચે સમતુલા જાળવી રાખી બન્નેને સાંકળવાનો પ્રયાસ કરનાર સમાજવાદી પક્ષે પોતાનો ચોક્કસ કાર્યક્રમ ઘડયો છે, અને તે કાર્યક્રમને અનુલક્ષીને હિંદના જાહેર જીવનમાં સમાજવાદી વિચારશ્રેણીનો ફેલાવો ઠીક પ્રમાણમાં કર્યો છે; અને હિંદી મહાસભાએ સમાજવાદનો સ્વીકાર નથી કર્યો પરંતુ ઘણા સમાજવાદી તત્વો મહાસભા અપનાવતી જાય છે એમ તેના છેલ્લા અધિવેશનોના ઠરાવો જોતા જણાય છે. હિંદમાં સમાજવાદી વિચાર શ્રેણીના પ્રવાહને વેગ આપનાર અખિલહિંદ મહાસભા સમાજવાદી પક્ષનો કાર્યક્રમ નીચે મુજબ છે.

(૧) ઉત્પાદક આમ જનતાના હાથમાં સર્વ સત્તાની સોંપણી.

(૨) દેશના આર્થિક જીવનની ખીલવણી માટે સરકાર તરફથી યોજના અને સરકારી નિયમન.

(૩) ઉત્પાદન, વહેંચણી અને વિનિમયના બધા સાધનોને સામાજિક મિલકત બનાવવાનું લક્ષ્ય રાખીને દેશના ચાવીરૂપ મુખ્ય ઉદ્યોગો જેવા કે લોખંડ, રૂ, શણ, રેલવેઓ, બેંકીંગ, વહાણવટું, ખાણો, બેંકો, વીમો, જાહેર સુખ સગવડના સાધનો, બગીચાના વાવેતરો (પ્લેન્ટેશન્સ) વગેરે ઉપર સરકારી (એટલે કે પ્રજાકિય) માલેકી.

(૪) પરદેશ સાથેના વેપારનો સરકારી ઇજારો.

(૫) જે ઉદ્યોગો ઉપર સરકારી માલેકી ન હોય તેમાં ઉત્પાદન વહેંચણી અને વિનિમય માટે સહકારી ધોરણે સંગઠન.

(૬) રાજાઓ, જમીનદારો અને બીજા શોષક વર્ગોની કશો પણ બદલો આપ્યા વગર નાબૂદી.

(૭) ખેડૂતોને જમીનની પુનઃ વહેંચણી

(૮) સહકારી અને સમુહખેતીને સરકાર તરફથી ઉત્તેજન અને મદદ

(૯) ખેડૂતો અને કામદારોના કરજ માંડી વાળવા.

(૧૦) દરેક વ્યક્તિના કામ મેળવવાનો અથવા નિભાવ મેળવવાનો હક્કનો સરકારે સ્વીકાર કરવો.

(૧૧) 'દરેકને તેની જરૂરિયાત પ્રમાણે મળે અને દરેક પાસેથી તેની શક્તિ પ્રમાણે કામ લેવાય એ ધોરણ ઉપર સંપત્તિનું આખરી ઉત્પાદન અને વહેંચણી.

(૧૨) પુખ્ત મતાધિકાર

(૧૩) જાત, કોમ ધર્મોને લગતા ભેદભાવનો સંપૂર્ણ અસ્વીકાર.

(૧૪) હિંદના કહેવાતા દેણું (Public debt) નો અસ્વીકાર.

આ કાર્યક્રમને સિદ્ધ કરવા માટે સમાજવાદી પક્ષે હિંદી રાષ્ટ્રીય મહાસભાની અંદર રહીને ખેડૂતો, યુવાનો, વિદ્યાર્થીઓ કામદારો વગેરેનું સંગઠન કરવાની યોજના ઘડેલ છે. પરંતુ હિંદના યુવક વર્ગ તેમજ બુદ્ધિશાળી વર્ગને પોતાની તરફ આકર્ષવા સિવાય સંગઠનની દ્રષ્ટિએ સમાજવાદી પક્ષની ગતિ ઘણી ધીમી રહી છે. જ્યારે મહાત્મા ગાંધીજીની પ્રેરણા હેઠળ સ્થપાયેલાં અખિલ ભારત ચરખા સંઘ, અખિલ ભારત ગ્રામ્યોદ્યોગ સંઘ, અખિલ ભારત હરિજન સેવક સંઘ, ગાંધી સેવા સંઘ વગેરે મંડળોએ દેશમાં જમ્બર સંગઠનો ઉભાં કરેલ છે. આ સંગઠનો સમાજવાદની આખરી સિદ્ધિની દ્રષ્ટિએ બહુ અગત્યના નથી પરંતુ દેશના ભૂખે મરતાં ગ્રામ્યજનોને તત્કાળ રાહત આપવામાં ઘણાં ઉપયોગી નીવડેલ છે. અને ભૂત દયાની દ્રષ્ટિએ તેમની મહત્વની સેવા બજાવી રહેલ છે. અને સરકારી તંત્ર હાથમાં ન આવે તો પણ ગરીબ વર્ગની કેટલી સેવા થઈ શકે છે, અને આમ જનતાનો કેટલો સંપર્ક સાધી શકાય છે તેનો એક સુંદર નમૂનો પૂરો પાડે છે.

જો કે સમાજવાદીઓ આ બધી પ્રવૃત્તિઓને માત્ર થીગડાં સમી અને કોઈ વાર ક્રાન્તિના વેગને રોકનારી ગણે છે; અને સમાજવાદી ઉદ્દેશની દ્રષ્ટિએ આ પ્રવૃત્તિઓ કેવળ થીગડાં સમી છે એ વસ્તુ છે પણ સાચી; પરંતુ સમાજવાદી વિચારશ્રેણીમાં પ્રથમ સત્તા હસ્તગત કરવા ઉપર ખૂબ ભાર મુકાતો હોવાથી રાજ્યસત્તા જ્યાં સુધી હસ્તગત ન થાય ત્યાં સુધી હિંદમાં સમાજવાદી પ્રવૃત્તિ કેવળ પ્રચારથી વધુ આગળ વધી શકી નથી એ વાતનો સ્વીકાર કરવો ઘટે છે.

હિંદમાં સામ્યવાદી પક્ષને ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યો છે. તેથી જાહેર રીતે આ પક્ષ કોઈ પણ જાતનું કામ કરી શકતો નથી;

એટલું જ નહિ પણ કોઈ માણુસ સામ્યવાદી છે એટલા ખાતરજ તેના ઉપર હંમેશાં સરકારી જાસુસી ખાતાના ઓછાયા રહ્યાજ કરે છે, અને કોઈ ને કોઈ બ્હાના હેઠળ સરકાર તેમને જેલના સળિયા પાછળ ધકેલી દેવા આતુર હોય છે; અને જ્યારે કોઈ પણ જાતની રાજકિય કે ઔદ્યોગિક અશાંતિ ઉભી થાય ત્યારે 'નામીચો ચોર માર્યો જાય' એ સૂત્ર પ્રમાણે સામ્યવાદી બિરાદરોને સરકાર હંમેશાં પહેલા સકંજામાં લે છે.

આ ઉપરાંત ફ્રાંસ, સ્પેન, ચીન અને બીજા દેશોની સમાજવાદી પ્રવૃત્તિની રૂપરેખા અત્રે આપવામાં આવે તો આ પુસ્તક માટે વધુ પડતી લાંબી થઈ પડે એવો ભય રહે છે, તેથી ફક્ત ચાર પાંચ મુખ્ય દેશોમાં ચાલતી સમાજવાદી પ્રવૃત્તિનો નિર્દેશ કરીને સંતોષ માનવો પડ્યો છે.

## પ્રકરણ સત્તરમું

### સમાજવાદ અને સરકાર : રાષ્ટ્રવાદ

'The capitalists have no country, so also the labour has none.'

સમાજવાદી પ્રચારકોનું આ એક જાણીતું વાક્ય છે કે મૂડીવાદીઓને પોતાનો તરીકે કોઈ દેશ હોતો નથી; તેમ કામદારોને પણ કોઈ હોતો નથી. છતાં મૂડીવાદીઓ અને મજૂરો બન્નેને આ શબ્દો જુદા જુદા અર્થમાં લાગુ પડે છે. નફો મેળવવામાં મૂડીવાદીઓ આખા જગતમાં સર્વ સ્થળે ફરી વળે છે, અને જ્યાં વધુ નફો થતો હોય ત્યાં દોડી જાય છે. ઘણીવાર પોતાના દેશના હિતની વિરોધી પ્રવૃત્તિ હોય તો પણ તે કરતાં મૂડીવાદીઓ અચકાતા નથી. પોતાના હથિયારોના કારખાનાઓને વધુ નફો થાય તે માટે બીજા દેશો વચ્ચે યુદ્ધ સળગાવવામાં તેમ છાપાં અને રાજપુરુષોને લાંચ આપીને આ યુદ્ધને ચાલુ રાખવામાં તેમને કશો સંકોચ થતો નથી, એટલું જ નહિ પણ ખુદ પોતાના દેશ સામે લડાઈમાં ઉતરેલા દેશને પણ નફા માટે સાધનસામગ્રી છુપી રીતે વેચવામાં તેઓ આંચકો ખાતા નથી એવા ઘણા બનાવો ઇતિહાસમાં બન્યા છે. જ્યારે કામદારો જગતના સર્વ શ્રમજીવીઓની એક કોમ ગણે છે, અને મૂડીવાદીઓ પોતાના દેશના હોય તોપણ તેમને પોતાથી વિરોધી છાવણીમાં મૂકે છે. અને

દુનિયાની વહેંચણી બે વિભાગમાં—એક શોષકોની જમાત અને બીજી શોષિતોની જમાત—માં કરે છે. સમાજવાદીઓના આ દ્રષ્ટિબિંદુથી તેઓ ઘણીવાર તેમના દેશોની સરકારને ખૂંચે છે. અને કાંઈ પણ રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય અશાંતિનો સમય ઉભો થાય કે સરકાર સમાજવાદી ગણાતા બિરાદરોની પ્રવૃત્તિઓ ઉપર પહેલું લક્ષ આપે છે.

જગતમાં કહેવાય છે કે યાહુદી કોમ એ સૌથી વધુ આંતરરાષ્ટ્રીય કોમ છે. તેમને પોતાના દેશ જેવું કંઈ હોતું નથી. પણ સમાજવાદીઓ યાહુદીઓ કરતાં પણ વધુ આંતરરાષ્ટ્રીય છે; પણ તેથી સેવાની શરૂઆત પાડોશીથી થાય એવા સ્વદેશી ધર્મથી તેઓ ચ્યુત છે એમ માનવાનું કારણ નથી. રાષ્ટ્રની બહેતરી અને કલ્યાણ માટે બધો પ્રયાસ અને પ્રવૃત્તિ કરવા છતાં રાષ્ટ્રવાદની તેઓ કદી મૂર્તિપૂજા નથી કરતા. બીજી પ્રજાને ભોગે પોષાતો આક્રમણકારી અને સંકૂચિત રાષ્ટ્રવાદનો સમાજવાદ સજ્જડ વિરોધ કરે છે. કોઈ એક દેશ બીજા દેશનું શોષણ કરીને તાગડધીન્ના કરે એ વસ્તુ સમાજવાદી વિચારશ્રેણીથી તદ્દન વિરોધી હોવાથી કોઈ દેશને ગુલામીમાં રાખવાનું સાચો સમાજવાદી માન્ય રાખી શકે નહિ.

ઈંગ્લાંડનો મજૂર પક્ષ જે આછા પાતળા સમાજવાદની સદાયે હિમાયત કરે છે, તેણે સૈદ્ધાંતિક દ્રષ્ટિએ હિંદને મુક્તિ આપવાનું સ્વીકાર્યું હોવા છતાં બે વખત મજૂર પક્ષની સરકાર ઈંગ્લાંડમાં સ્થપાણી છતાં હિંદ વિષે તે કશું કરી શકી નહિ. તેથી આ મજૂર પક્ષ દુનિયાભરના સામ્યવાદીઓ અને સમાજવાદીઓની દ્રષ્ટિએ હાંસીપાત્ર બની રહેલ છે. જ્યારે ૧૯૧૭માં રશિયન ક્રાન્ત થઈ ત્યારે રશિયન ક્રાન્તિવીર ટ્રોટસ્કીનું પહેલું કાર્ય ઈરાન ઉપરના રશિયાના સર્વ હક્કો છોડી દેવાનું હતું. ૧૯૦૭ની એંગ્લો—રશિયન સંધી પ્રમાણે ઈરાનમાં. ઉત્તરમાં રશિયન અને દક્ષિણમાં બ્રિટીશ હક્કો રાખવાનું ઠર્યું હતું, પણ સામ્યવાદી રશિયાએ આ હક્કો

સામે ચાલીને જતા કર્યા. આમ જે સમાજવાદ બીજા દેશ ઉપરનું આધિપત્ય પણ સાંખી શકતો નથી, તે પોતાના દેશ ઉપર બીજા દેશનું આધિપત્ય નજ સાંખી શકે એ દિવા જેવી વસ્તુ છે. એટલે ખરો સમાજવાદી સાચા અર્થમાં સંપૂર્ણપણે રાષ્ટ્રવાદી છે. પરંતુ સમાજવાદીનો રાષ્ટ્રવાદ આંતરરાષ્ટ્રીય બંધુતા અને સહકારને સુસંગત હોય છે. પરાધીન દેશોની ક્રાન્તિમાં સમાજવાદીઓ હંમેશાં પહેલી હરોળમાં રહીને લડયા છે.

માણસ અથવા તો સમાજ ઘણી વાર પોતાનું અસ્તિત્વ પોતાને ફરતા કુંડાળા બાંધીને જ જાણી શકે છે. અમર્યાદિત એવા વિશાળ સાગરોમાં પોતાનું અસ્તિત્વ લુપ્ત થશે એવા ભયથી કોમ કે દેશના વર્તુલો સમાજ પોતાની આસપાસ રાખીને ફરે છે, અને આ વાડો અમુક હદ સુધીની પ્રગતિ સાધવામાં મદદરૂપ પણ થાય છે; પણ પછી સમયાનુકૂળ ફેરફારો કે વિસ્તાર તેમાં ન થાય એટલે તેમાં કોહવાટ શરૂ થાય છે; અને તેમાંથી પીછેહઠ અને સંકૂચિતતાની બદબો છૂટે છે. યુરોપના અત્યારના રાષ્ટ્રવાદમાં પણ હવે આવી બદબો છૂટે છે; એટલે જ કવિવર ટાગોર જેવા ચિંતકોને રાષ્ટ્રવાદની આ નાગચૂડ સામે વારંવાર સાવચેતીઓ પોકારવી પડી છે, સમાજવાદમાં આવા રાષ્ટ્રવાદનો ધરમૂળથી ઈન્કાર છે.

સમાજવાદ એવી સરકારો ઉભી કરવા ચાહે છે કે બધા રાષ્ટ્રો પરસ્પર સંપ, સુલેહ અને સહકારથી રહી શકે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના સંબંધમાંથી શોષણ અને ખોટી હરિફાઈનું તત્ત્વ કાઢી લીધા પછી પરસ્પર શુભેચ્છાભર્યો સહકાર એજ એક સાંકળ રહે છે કે જેનાથી રાષ્ટ્રો અરસ્પરસ સંકળાયેલ રહે. અને રાષ્ટ્રોના આવા સંબંધોમાંથી આખા વિશ્વનુ સમુહતંત્ર ઉભું થઈ શકે કે જેમાં દરેક રાષ્ટ્રની વિવિધતાને પૂરતું સ્થાન હોવા છતાં પોલીસ, રેલવે, તાર, ટપાલ, નૌકાખાતું, અદાલતો વગેરે આંતર રાષ્ટ્રીય ખાતાઓ દ્વારા માનવ

પ્રજા એક કુટુંબ માફક સંકળાયેલી રહે, જેમ આજે જાપાનની એક બનાવટ ઘણી સુંદર હોવા છતાં તે હિંદમાં નથી બની તેમજ હિંદી મજૂરની બેકારીનું તે કારણ હોવાથી હિંદી રાષ્ટ્રવાદીનું નાકનું ટીચકું એકદમ સૂગાઈ જાય છે, અને તે વસ્તુ સુંદર હોવા છતાં અસ્પૃશ્ય અને અગ્રાહ્ય બની જાય છે. વર્તમાન સંજોગોમાં આવી લાગણી પાછળ અર્થ છે એ સાચું, પણ સમાજવાદનું સ્વપ્નું તો એવું છે કે દેશોનો અરસપરસ સંબંધ એવો બની રહે કે જેમાં એક પ્રજાની સુંદર વસ્તુઓનો બીજી પ્રજા સહર્ષ સ્વીકાર કરે; અને અરસપરસ એક બીજાની કૃતિઓ માટે મગરૂર બને તેમજ જે દેશમાં લોખંડ અને કોલસાની ખાણો હોય તે દેશ લોખંડ ઉદ્યોગને ખીલવે અને જ્યાં રૂનો પાક વધુ થતો હોય તે દેશ કાપડ ઉદ્યોગ ખીલવે. પરંતુ સ્વદેશીને નામે લોખંડ અને કોલસા બહારથી આણીને પણ રૂ વિસ્તારમાં લોખંડ ઉદ્યોગ ખીલવવો અને સરકારી રક્ષણના જોર ઉપર તેને નિભાવવો એ વ્યામોહમાં કોઈ દેશ ન ઉતરે.

સમાજવાદી તંત્રમાં સરકાર પાસે ઘણી મોટી અપેક્ષા રાખવામાં આવી છે. પ્રજાના આર્થિક અને સામાજિક જીવનના નિયમનનો બધો મદાર સરકાર ઉપર જ રાખવામાં આવેલો છે; આ વસ્તુ જરા ખૂંચે તેવી છે. લોકમત અને પ્રજાના હાથમાંથી પ્રારંભશક્તિ ( **initiative** ) લઈને સરકારને સુપ્રત કરવી એ હંમેશાં જોખમી વસ્તુ છે, પરંતુ એક સંક્રાન્તિકાળની ગોઠવણ તરીકે આપદ્ધર્મ તરીકે આ વસ્તુ સ્વીકારવામાં આવી છે, એવી આશાએ કે સમાજવાદી તંત્રમાં પ્રજાનું આર્થિક અને સામાજિક જીવન એવું સહકારી ધોરણે ઘડાઈ રહેશે કે દિનપ્રતિદિન તેમને સરકારી અંકૂશ અને સરકારી દોરવણીની જરૂર ઓછી પડવાની. અને અંતે એવી સ્થિતિ થશે કે જેમાં માનવ સમાજ આપમેળે ચાલતાં ઘટકોનો મહાસંઘ બનશે; જેમાં સરકારી તંત્રની ડખલ ઓછામાં ઓછી હશે અને સરકારી

તંત્રનો ઉપયોગ માત્ર રજીસ્ટ્રેશન ઓફિસ તરીકેનો રહેશે. કાયદાઓ હશે તો જ સમાજમાં વ્યવસ્થા સચવાશે એમ માનવું એ દવાઓ હશે તો જ આરોગ્ય સચવાશે એના જેવી ભ્રામક માન્યતા થઈ. ખરી રીતે આરોગ્ય એ શરીરનો સ્વભાવ છે અને દવાઓ એ તેની વિકૃતિનો સાચો ખોટો ઉપચાર છે, તેવી જ રીતે માનવ સમાજમાં સંપ, સુમેળ અને સહકારથી રહેવાની શક્તિ એ માનવ સમાજનો સ્વભાવ છે. કાયદાઓ તો આ સહજ સ્વભાવમાં આવેલી વિકૃતિનું માપ બતાવે છે. જેમ શરીરને સુયોગ્ય ખાનપાન અને રહેણીકરણીમાં મૂકો તો આરોગ્ય સચવાય જ તેવી જ રીતે માનવસમાજને તેના સુયોગ્ય આર્થિક અને સામાજિક વ્યવહાર ઉપર મૂકો તો માનવ-સમાજની સર્વ શક્તિ આપોઆપ વિકસવાની. સમાજવાદની દ્રષ્ટિએ માનવસમાજને આ ભૂમિકા ઉપર મૂકવાનું સાધન સરકાર છે. બાકુનીન જેવાના અરાજકતાવાદ પાછળ આજ મૂળભૂત વિચારણા રહેલી છે.

જો સમગ્ર સમાજમાં સમાજવાદી ધોરણ ન સ્થપાય તો કોઈ એકલદોકલ ઉદ્યોગ ધંધાને સમાજવાદના ધોરણે ચલાવવાનું લગભગ અશક્ય છે. તેવીજ રીતે દુનિયાના બીજા દેશોમાં મૂડીવાદી તંત્રો હસ્તિમાં હોય ત્યાં કોઈ એકલદોકલ રાષ્ટ્ર સમાજવાદ નભાવી શકે ખરું ? આ વસ્તુ ચર્ચાનો વિષય થઈ પડેલ છે. ટ્રોટસ્કી અને લેનીને જ્યારે રશિયામાં સમાજવાદી ક્રાન્તિ કરી ત્યારે દુનિયાભરમાં સમાજવાદી ક્રાન્તિ થયા સિવાય રશિયામાં તેને ટકાવી નહિ શકાય એવી માન્યતાથી તેમણે હંમેશાં દુનિયામાં સમાજવાદ સ્થાપવાની હિમાયત કરી હતી. પરંતુ દુનિયામાં સમાજવાદ સ્થાપવા જતાં ઘર આંગણેનો સમાજવાદ પણ ખોઈ બેસીશું એવા ભયથી અથવા તો આક્રમણ કરીને વિરોધી તત્ત્વો ઉભાં કરવા તેને બદલે રશિયામાં એવું સમાજવાદી તંત્ર ઉભું કરવું કે જે બીજા રાષ્ટ્રોને તે માર્ગે જવા પ્રેરે એવા વિચારથી

પ્રેરાઈને રશિયાએ હાલ તુરત તો પોતાનો સમાજવાદ પોતાના દેશ પૂરતોજ સાચવવાની મર્યાદા બાંધી છે. પોતાની આ મર્યાદામાં રહીને બીજા દેશોના સામ્યવાદીઓને રશિયા મૂંગો અથવા છુપો સહકાર કે મદદ આપી રહ્યું છે; પરંતુ તેથી વધુ આક્રમણકારી પ્રવૃત્તિ કદી કરી નથી. પરંતુ રશિયા કશું કરે કે નકરે પણ સમાજવાદમાં માનવજાતના સુખવિધાનનું એવું બીજ રહેલું છે કે જે પથ્થરોના આવરણોને ભેદીને ધરતી ઉપર વિશાળ વૃક્ષનું સ્વરૂપ લઈને માનવજાતને પોતાના ઓછાયા હેઠળ શિતળતા આપશે ત્યારેજ જંપશે; અને પંડિત જવાહરલાલ નહેરૂએ જેમ અનેક વખત કહ્યું છે તેમ સમાજવાદ સ્થપાયા સિવાય માનવ જાતના દુ:ખનો કોઈ આરો નહિ આવે.

## પ્રકરણ અઢારમું

### સમાજવાદ : સહકાર અને હરિફાઈ

આગલા પ્રકરણોમાં સહકારનો અનેકવાર ઉલ્લેખ થયો છે એ સહકારની વિશેષ સમજણ માટે એક ખાસ પ્રકરણ આવશ્યક છે. સમાજવાદી ફીલસુફીમાં સહકારની અગત્ય એટલી બધી છે કે જો એક શબ્દમાં કહેવું હોય તો કહી શકાય કે સહકાર એ સમાજવાદી વિચારશ્રેણીનું સારતત્ત્વ છે. સહકાર વગર સમાજવાદની કલ્પના કે સ્થાપના કેવળ અસંભવ છે. સમાજવાદી નવરચનાની આખી ઇમારતનો પાયો સહકાર ઉપર નિર્ભર છે. સમાજવાદ હોય કે ન હોય તો પણ સંસારમાં જોઈશું તો જણાશે કે જ્યાં જ્યાં નવ સર્જન થયું છે, જ્યાં જ્યાં કંઈ પણ પ્રવૃત્તિના મહા આરંભ સમારંભ થયા છે, ત્યાં સહકારની અવશ્ય જરૂર પડી છે. પણ સમાજવાદમાં તે સહકાર પાયારૂપ તત્વ છે. આ પુસ્તક લખવાનું જે અલ્પ કાર્ય છે તે પણ કાગળ, કલમ, આંખ, મન, આંગળીઓ વગેરેના સહકાર વગર સંભવી શકતું નથી; તો સમાજની આખી નવરચનામાં સહકાર એક અનિવાર્ય તત્ત્વ હોય તેમાં શું આશ્ચર્ય છે ? માનવી માનવી વચ્ચેના પ્રેમ તત્ત્વની સાંકળ છે તેજ સહકાર છે; પછી તે દ્રશ્ય હો યા અદ્રશ્ય હો. ગતિમાન બનેલા પ્રેમ તત્ત્વનું સહકાર એ મૂર્ત સ્વરૂપ છે. અને જ્યાં જ્યાં આ સહકાર તત્ત્વની ખામી હોય છે ત્યાં ત્યાં દ્વેષ, સ્વાર્થ, કલહ, ઘર્ષણ અને યુદ્ધો થાય છે.

'એક મ્યાનમાં બે તલવાર સમાય નહિ', 'કાં હું કાં તું'

આવી હરિફાઈના ધોરણે અત્યારનો ઘણો વ્યવહાર ચાલે છે; તેને સહકાર એક નવેજ ચીલે લઈ જાય છે. એક મ્યાનમાં બે તલવાર કેમ સમાય તેવી દલીલ કરનારને સમાજવાદી અથવા તો સહકારવાદી કહે છે કે 'લાવો તમારી બન્ને તલવારો, બનાવો તેના દાતરડા અને હળ, અને તેના વડે જગતમાં નવું ઉત્પન્ન કરીને તમે બન્ને ભોગવો.' આજે પણ સરહદમાં વસતો આફ્રીદી પોતાની બંદૂક ઉપર મુસ્તાક રહીને એમજ માને છે કે બીજાને બંદૂક વડે મારીને કે લૂંટીને જ પોતે જીવી શકે છે. આ પરસ્પર રોજ લડતા આફ્રીદીઓને કોણ સમજાવે કે બન્ને લડવામાં જેટલી શકિત ખર્ચે છે, તેના કરતાં જો સહકારથી ઉદ્યોગ અને ખેતીમાં મંડે તો લડવાથી જે પ્રાપ્તિ થાય છે, તેના કરતાં અનેકગણી વધુ પ્રાપ્તિ બન્નેને મળી શકે.

ઇંગ્લાંડ અને જર્મની બન્ને દેશો આજે લડીને પરસ્પરના સંહારમાં પોતાની કિંમતી શક્તિઓ વેડફી રહ્યા છે, અને યુદ્ધને અંતે વિજેતાને પણ ખાલી હાથે પાંડવોની માફક સંહારને પરિણામે ઉજ્જડ અને વેરાન બનેલી ધરતી ઉપર કેવળ અશ્રુઓ જ પાડવા પડશે. આને બદલે જો ઇંગ્લાંડ અને જર્મનીની શક્તિશાળી પ્રજા આ વેડફાતી શક્તિનો સહકાર દ્વારા જગતની નવરચના કરવામાં ઉપયોગ કરે તો દુનિયામાં એકે એક માણસને રહેવાનું બાગબગીચાવાળું ઘર મળી શકે; અને આનંદ કલ્લોલની વર્ષા વરસે. હિંદના ઉદ્યોગોને નામશેષ કરીને, હિંદની આંકાક્ષાઓના કબ્રસ્તાન ઉપર લેંકેશાયર કે ઇંગ્લાંડની આબાદીના મિનારા ચણવાની જે અમાનુષી મૂર્ખાઈ ઇંગ્લાંડે કરી તેનું ભીષણ પરિણામ આજે પ્રત્યક્ષ જોઈએ છીએ. આને બદલે જો ઇંગ્લાંડે હિંદની ત્રેત્રીસ કરોડની પ્રજાને પોતાની શક્તિનો સહકાર આપીને બેઠી કરી હોત તો આબાદ બનેલી હિંદની ૪૦ કરોડની પ્રજાના મિત્ર તરીકે ઇંગ્લાંડની આબાદી આજના કરતાં અનેકગણી વધુ હોત. ઇંગ્લાંડ આજે અબજોનો માલ ભલેને

બનાવે પણ તેને ખરીદવા જેટલી ખરીદશક્તિ હિંદ પાસે ક્યાં છે? પણ આ ચાલીસ કરોડની હિંદી પ્રજા જો આજે સ્વતંત્ર, યુવાન અને સમૃદ્ધ હોત તો તેની ખરીદશક્તિનો પ્રચંડ લાભ સૌથી પહેલો ઈંગ્લાંડને જ મળત. પણ ઘણીવાર માણસોને એવી ટેવ પડી ગઈ હોય છે કે સુખ અને સગવડ ઉંધા પરિશ્રમથી મળે તોજ પોતે કાંઈ પુરૂષાર્થ કરીને મેળવ્યું એવું ભાન અને સંતોષ અનુભવે છે. લુંટ કરવાને ટેવાયેલ માણસને સમજાવવામાં આવે કે લૂંટ કરવામાં જે સાહસ, પરિશ્રમ, ચિંતા અને જોખમની તે બરદાસ્ત કરે છે, તેટલોજ પરિશ્રમ તે કોઈ ધંધામાં ઉડાવે તો તેને લૂંટથી મળે તેથી વધુ મળે તો આ વાત તેને ગળે ઉતરતી નથી. તેમ શોષણ અને હરિફાઈ દ્વારા આગળ વધવા ટેવાએલા સમાજને સહકારની આ નવી ટેવ પાડવાનું મુશ્કેલ લાગે છે. કંઈક અંશે નિરસ લાગે છે; કેમકે તેમાં કલહની ગરમી નથી, હરિફાઈનો દ્વેષ નથી.

કલહ કે હરિફાઈ થાય છે શેમાંથી? આપણે જોઈશું તો જણાશે કે વ્યક્તિવાદી એકલપેટી મનોદશામાંથી અથવા તો વસ્તુની તંગી હોવાથી તે મેળવવા માટે હરિફાઈ અને કલહ જામે છે; માણસ પોતાની ઉત્તમોત્તમ શક્તિનો ઉપયોગ ખરેખર તે શક્તિના વિકાસ ખાતર કરતો નથી, તેમ બીજાને અથવા તો સમાજને વધુમાં વધુ લાભ મળે તેટલા ખાતર કરતો નથી, પરંતુ હું નહિ મેળવું તો બીજા પ્હોંચી જશે. અને હું રખડી જઈશ એવા વિચારથી તેને પરાણે પોતાની શક્તિઓ ખર્ચવી પડે છે, અથવા તો બીજા કરતાં મને વધુ સુખ સગવડ મળે એવી વ્યક્તિપ્રધાન સ્વાર્થી ભાવનાથી તે પોતાની બધી શક્તિઓ ખર્ચવા પ્રેરાય છે. એટલે પ્રેરક બળ ઘણું સંકુચિત હોય છે. સમાજવાદ વ્યક્તિગત સ્વાર્થ માટેના પુરુષાર્થ ઉપર અંકુશ મૂકીને 'જે પોતાને માટે જ રાંધે છે તે ચોર છે,' એવા ગીતાવાક્યને અમલી સ્વરૂપ આપે છે, તેમજ તંગીનું નિવારણ કરીને હરિફાઈનું

પ્રેરકબળ ઘટાડી નાખે છે. અલબત્ત એક માણસ બીજા કરતાં સારા થવાની બીજા કરતાં સારૂં કામ કરવાની ઈચ્છા રાખે અને તે માટે પ્રયત્ન કરે તો તેની સામે કશું વાંધા જેવુંજ ન હોઈ શકે; પરંતુ અત્યારે જે ગળાકાપુ હરિફાઈ ચાલી રહી છે, તેનો જ આ પ્રકરણમાં નિર્દેશ કરવામાં આવેલ છે.

અહીં એમ કહેવાનો ઈરાદો નથી કે બહાદુર અને કાયર વચ્ચે, ઉદ્યોગી અને આળસુ વચ્ચે, બુદ્ધિમાન અને જડ વચ્ચે સહકાર હોઈ શકે. સહકાર હંમેશા સમાન વચ્ચે સંભવે છે, પણ આજે તો સમાન વચ્ચે પણ યુદ્ધ, હરિફાઈ અને દ્વેષ ચાલે છે; જો તેને સ્થાને સહકાર સ્થપાય તો આખું ચિત્રજ ફરી જાય. 'જીવો જીવસ્ય જીવનમ્' એ સૂત્રનો એવો અર્થ કરવામાં આવે છે કે એક જીવને ભોગેજ બીજો જીવી શકે. ખરી રીતે આ વિપરીત અર્થ છે. ખરો અર્થ તો એજ છે કે એક જીવના અસ્તિત્વ અને વર્ધન ઉપરજ બીજાના અસ્તિત્વ અને વર્ધનનું અવલંબન છે. બધા જીવો પરસ્પર એવી રીતે સંકળાયેલા છે કે તેમના સુખનો આધાર પરસ્પર અવલંબિત છે.

સહકારથી કામ કરવાની ટેવ માણસને પોતાને માટે નહિ પણ સમગ્ર સમાજ માટે વિચાર અને કાર્ય કરતો બનાવે છે, અને આખું નવું માનસ કેળવે છે. હરિફાઈમાં શક્તિઓ જે રીતે વેડફાઈ જાય છે, તેનો સહકારમાં અભાવ હોય છે. આજે હરિફાઈથી જે ઉત્પાદન ચાલે છે તેમાં હરિફ કંપની સામે ટકી રહેવા માટે બીજી કંપનીને પોતાના માલની જાહેર ખબરો વગેરે માટે જે ખર્ચ કરવો પડે છે, તે ખર્ચ સહકારી ધોરણે કામ કરતા સમાજને કરવો નથી પડતો. હરિફાઈથી ચાલતા ધંધાઓમાં ઉત્પાદન ઉપર બજારભાવ અને નફો સિવાય બીજો કશો અંકુશ રહેતો નથી; તેથી કદાચ વધુ ઉત્પન્ન અને ઓછું ઉત્પન્ન થવાનો ભય રહે છે. જ્યારે સહકારી ધોરણે જે

ઉત્પન્ન થાય છે, તેમાં અતિ ઉત્પન્નનો ભય રહેતો નથી. કેમકે સમાજની જરૂરિયાત પહેલાં નક્કી કર્યા પ્રમાણે જ ઉત્પન્ન કરવામાં આવે છે. અને આ ઉત્પન્નનું પ્રેરકબળ કોઈ વ્યક્તિને કે કંપનીને નફો એ હોતું નથી પણ 'સહનો ભુનકતુ' એ પ્રેરક બળ હોય છે.

હરિફાઈથી ચાલતો સમાજ એ શરતના મેદાનમાં દોડતા ઘોડા જેવો છે; જ્યારે સહકારથી ચાલતો સમાજ એ મધપુડા જેવો છે. શરતના મેદાનમાં ૫૦ ઘોડા દોડતા હોય તો પણ કિંમત અને કદર તો પહેલા બે ચારની જ ગણાય છે, અને બાકીનાઓની જહેમત કેવળ નિરર્થક જાય છે. મધપુડામાં એકે એક મધમાખની મહેનતની કિંમત છે, અને સમાજોપયોગી એવા મધુ સંચયમાં તેનો ફાળો છે. મૂડીવાદી પ્રથા હરિફાઈ દ્વારા સમાજને શરતનું મેદાન બનાવી મૂકે છે, જ્યારે સમાજવાદ સહકાર દ્વારા સમાજને મધપુડો બનાવે છે.

## પ્રકરણ ઓગણીસમું

### કેટલાક પ્રશ્નો

સમાજવાદ વિષે આટલું વિચાર્યા પછી હવે કેટલીક વસ્તુઓને પ્રશ્નોત્તરી સ્વરૂપમાં સમજવી ઠીક પડશે.

**પ્રશ્ન** : લોકોને બધાને સમાજવાદમાં આટલી સુખસગવડ મળશે, અને જીવન કલહ ઓછો થશે તો વસ્તીનું પ્રમાણ બહુ વધી નહિ જાય? માલ્થુસની ગણત્રી પ્રમાણે વસ્તી સંખ્યા એટલી વધી જાય કે જેને વસવાને માટે પૃથ્વી ટૂંકી પડે તેવો ભય ઉભો નહિ થાય? લોકો આળસુ નહિ થઈ જાય? લોકોનો પુરુષાર્થનો તાંતણો પાતળો નહિ પડી જાય?

**ઉત્તર** : આ બધા ભયો અસ્થાને છે. કેમકે સામાન્ય અનુભવ તો એમ કહે છે કે માણસોનું જીવન ધોરણ જેમ જેમ વધે છે, અને તેની શક્તિઓનો ઉપયોગ જેમ જેમ બીજા બૌધિક ક્ષેત્રોમાં થાય છે, તેમ તેમ સંતતિનું પ્રમાણ ઓછું થાય છે. અને લગ્નનો મુખ્ય હેતુ ઓછી સંતતિ ઉત્પન્ન કરવી કે ઝાઝી ઉત્પન્ન કરવી તે નથી; પણ સારી સશક્ત, ગુણયુક્ત અને બુદ્ધિમાન સંતતિ ઉત્પન્ન કરવી એ છે. આમાં સંખ્યા ગૌણ સ્થાને છે. સારા ચિત્રો કે ઉત્તમ પુસ્તકો ઓછા ઉત્પન્ન કરવા એમ કોઈએ કહ્યું છે? દરેક ચિત્રકાર, લેખક, કવિ કે બીજા સર્જકને જો કોઈ

પણ આદેશ કરવાનો હોય તો તે એક જ હોય છે કે તેણે સમાજને પોતાની સર્વોત્તમ અને સર્વ શ્રેષ્ઠ કૃતિ આપવી; અને સર્વોત્તમ અને સર્વ શ્રેષ્ઠ કૃતિ આપવાના તેના પ્રયાસમાં સંખ્યા આપો આપ મર્યાદિત થઈ જાય છે. માનવ સર્જનને પણ આજ નિયમ લાગુ પાડી શકાય. કે દરેક દંપતી જો સમાજને બાળકોની ભેટ ધરવાના હોય તો તેઓ આ ભેટને ઉત્તમોત્તમ બનાવવા પાછળ પોતાની સર્વ જહેમત ખર્ચે. અને જે માબાપોને પોતાના બાળકોને ઘડીને ઉત્તમોત્તમ નાગરિક બનાવવાનો ખ્યાલ જાગ્રત હોય છે, તેમની સંતતિની સંખ્યા આપમેળે મર્યાદિત થઈ જાય છે. અને છતાં ધારો કે આવા સશક્ત અને સર્વ ગુણયુક્ત માણસોની સંખ્યા પણ પૃથ્વી ઉપર વધી ગઈ તો પણ કશી ચિંતાનું કારણ નથી. આવી સશક્ત પ્રજાના પુરુષાર્થની મર્યાદા આપણે શા માટે આંકી દેવી જોઈએ ? તેમને જો પૃથ્વી ઉપર વસવાની જગ્યા નહિ હોય તો આ પુરુષાર્થી માનવો નવી પૃથ્વી શોધશે, મંગળના ગ્રહમાં વસવાટ કરશે. દુનિયામાં હજી પોણો ભાગ દરિયો અને એક ચતુર્થાંસ ભાગજ જમીન છે, તેથી તેઓ દરિયો પુરીને નવી જમીન વસાવશે. આપણી અલ્પદ્રષ્ટિથી ભાવિ પ્રજાના પુરુષાર્થની મર્યાદા બાંધવાની આપણે કોઈ જરૂર નથી. અને જો તે બાંધવા જઈશું તો જેમ એક આંધળા ભિખારીએ પોતાના દેખતા છોકરાને ભીખ કોણ આપશે અને તે ભૂખે મરશે એવી ચિંતાથી વશ થઈને તેની આંખો ફોડી નાખી એ દૃષ્ટાંત આપણને લાગુ પડશે. એટલે પ્રજોત્પત્તિની બાબતમાં કોઈ જાતનો નિષેધાત્મક કે આપઘાતી આદેશ આપ્યા વગર એટલું જ કહી શકાય કે માણસે પોતાનું સર્વશ્રેષ્ઠ સર્જન સમાજને આપવાનો પ્રયત્ન કરવો. માલ્થુસની ગણત્રી અને આંકડા આજે ખોટા પડયા છે. વિજ્ઞાને તેના ધાર્યા કરતાં અનેક ગણી પ્રગતિ કરી છે. સર્જન

અને સંતાનોત્પત્તિ સંબંધમાં આટલો પ્રાથમિક સિદ્ધાંત નિરૂપણ કર્યા પછી આયોજન (planning) રસિયાઓના સંતોષ ખાતર એટલું કહી શકાય કે સમાજવાદમાં સુપ્રજનન અને આ. યોજનને અવશ્ય સ્થાન છે.

સમાજવાદની સુખ સગવડ અને રોટીની સરળતાને કારણે માણસો આળસુ કે અલ્પ પુરુષાર્થી બની જશે એમ માનવાનું પણ કાંઈ કારણ નથી. કેમકે જગતમાં મહા પુરૂષાર્થો હંમેશાં ક્ષુધાર્તોએજ કર્યા છે એમ બન્યું નથી. રોટી મળી એટલે જીવનમાં બીજું કાંઈ કરવાનું જ નહિ રહે એમ સમાજવાદ માનતો નથી. ઉલ્ટું રોટી અને રોજી સરળ કરવાનો એક હેતુ એજ છે કે માનવ જીવનને તેની આ અતિ પ્રાથમિક અને મામુલી જરૂરિયાત મળી રહે તો તેની પુરૂષાર્થની બીજી દિશાઓ ખુલે. આજના સમાજની પરિસ્થિતિ એવી છે કે કળા, સંગીત, સાહિત્ય, વિજ્ઞાન, રાજકારણ, ચિંતન, જાહેર જીવન વગેરે ક્ષેત્રમાં શ્રીમંત પુરૂષાર્થીઓ અથવા તો જેમને રોટીની સુવિધા છે એવા માણસો જ ફાળો આપી શકે છે. સમાજવાદ એવી પરિસ્થિતિ ઉભી કરવા માગે છે કે સમાજમાં જેને જેને વૃત્તિ કે શક્તિ હોય તેને તેને દરેકને આ ક્ષેત્રોમાં પોતાનો ફાળો આપવાની તક અને સમય મળે.

**પ્ર.** : જો દરેકને પોતાના પરિશ્રમનો વ્યક્તિગત લાભ ન મળે તો કોઈ તન તોડીને કામ નહિ કરે તેનું શું ? દરેક જણ ગમે તેટલું કામ કરે તો પણ સૌને સરખું જ મળવાનું હોય તો પછી વધુ બુદ્ધિમાન અને શક્તિશાળી માણસ બીજા જેટલી જ મહેનત કરશે અને વધુ કરવાનું છોડી દેશે એમ ન બને ?

**ઉ.** : વ્યક્તિગત સ્વાર્થથી પ્રેરાઈને મુડીવાદી સમાજરચનામાં કામ કરવાને આપણે ટેવાયેલા છીએ તેથીજ આ પ્રશ્ન ઉભો થાય છે.

સમાજવાદ આ મનોદશા ફેરવીને વ્યક્તિ માટે નહિ પણ સમાજ માટે ઉત્પન્ન કરવાનો ઉચ્ચ પ્રેરક હેતુ સ્થાપવા માગે છે. તેમ બુદ્ધિમાન કે શક્તિશાળી માણસની જાહેર કદર નહિ થાય તેવું નથી. તેમ શક્તિશાળી અને બીનશક્તિશાળી માણસના શ્રમ પ્રમાણે તેમના વળતરમાં થોડો ફરક રહેવાનો. પરંતુ આ ફરક પ્રમાણમાં ઘણો ઓછો હશે. આજે જેમ કુટુંબમાં વધુ કમાનારની કદર હોય છે, પણ તેથી તે બીજા ઓછું કમાનાર ભાઈ કરતાં વધુ ખાય છે કે વધુ સુખ સગવડ ભોગવે છે તેવું બનતું જ નથી; એજ પરિસ્થિતિ સમાજવાદમાં મોટા ક્ષેત્રમાં વ્યાપક બનશે. વધુ લાયક અને શક્તિશાળીને વધુ ઉચ્ચ ઓદ્દો જરૂર મળે, સામાજિક દ્રષ્ટિએ તેનું માન અને પ્રતિષ્ઠા વધશે; પણ આ માન પ્રતિષ્ઠા તેને પૈસાના સ્વરૂપમાં નહિ મળે. માણસ વધુ ભણેલ, વિદ્વાન કે બુદ્ધિશાળી હોય તેથી તેને વધુ ઉંચો હોદ્દો, વધુ જવાબદારી વાળું કામ આપી શકાય તે સમજી શકાય તેવું છે. પણ જ્યારે તેને પૈસા પણ વધુ આપવામાં આવે છે, ત્યારે એમ માનવું રહ્યું કે મેટ્રીક કરતાં બી. એ. ભણેલાને ઘેર બમણો બાજરો વરતો હશે, અથવા તો મેટ્રીકના છોકરાં કરતાં બી. એ.ના છોકરાંઓને બમણું દૂધ જોઈતું હશે ! અથવા તો જેમ વધુ વિદ્વાન તેમ તેની જરૂરિયાત વધતી હશે ? ?

ખરી વાત તો એ છે કે દુનિયામાં જેણે જેણે મહાન શોધો કરી છે, મહાન સાહિત્યનું સર્જન કર્યું છે, તેણે આ વસ્તુઓ પૈસાના પ્રલોભનથી નથી કરી પણ પોતાના કાર્યના રસથી જ પ્રેરાઈને જ કરી છે. માણસનો સર્વ પુરુષાર્થ અને ઝંખના પોતાના ઉચ્ચત્તમ તત્વના પ્રાગટ્ય માટે હોય છે, તેને પૈસાના જડ પ્રલોભનથી અભડાવવાની કોઈ જરૂર નથી. ઉંચે ઉંચે જવું એ મનુષ્યનો સ્વભાવ છે; પૈસાનું ગુરૂત્વાકર્ષણ તેને

પરાણે નીચે જકડી રાખે છે પુષ્પની સુગંધ જ્યારે તે દેવને ધરવામાં આવે છે ત્યારે પણ એટલી જ હોય છે, અને નિર્જન જંગલમાં જ્યાં તેની કોઈ કદર કરનારૂં નથી હોતું ત્યાં પણ તેટલી જ હોય છે, કેમકે સુગંધ વહેવડાવવાનો તેનો સ્વભાવ જ છે. કોયલનો ટહુકાર મહેલના બગીચામાં સંભળાય કે જંગલમાં સંભળાય તો પણ એક સરખો જ મીઠો છે. તો પછી પૈસાના પ્રલોભન વગર અથવા તો તાલીઓના અનુમોદન વગર માણસની સર્વોત્તમ શક્તિઓ બહાર નહિ નીકળે તેવો માનવીઓ માટે જ અણભરોસો ?

પ્ર :–સમાજવાદ આવે તો બધા વેપારોનું શું થશે ? મોટા ભાગનો આર્થિક વ્યવહાર સરકાર અંકુશ હેઠળ હશે પછી વેપાર માટે સ્થાન રહેશે ?

ઉ :–હા, વર્તમાન વેપારી પ્રથામાં મોટો ફેરફાર અવશ્ય થશે. વેપાર માત્ર બંધ નહિ થાય, પણ તેની નફાખોરી અવશ્ય બંધ થવાની. શેર બજાર કે એવા વેપારો બાદ કરતાં બીજા વેપારો તો જરૂર રહેવાના પણ તેના સ્વરૂપમાં મોટો ફેરફાર થવાનો. વેપાર તેના શુદ્ધ અર્થમાં ખીલવાનો. લોકોની જ્યાં સુધી જરૂરિયાતો છે, ત્યાં સુધી ઉત્પન્ન અને વહેંચણીની પ્રથા પણ રહેવાની; અને આ પ્રથામાં જેમ માલના ઉત્પાદકો તરીકે કામદારો હશે તો એ માલને વાપરનારાઓ સમક્ષ પહોંચાડવા માટે એજન્સીઓ જોઈએ, અને આ એજન્સી તરીકે કામ કરનારા સૌને પોતાના શ્રમનું વળતર મળવાનું. જેમ ન્યાયાધીશ ન્યાયની વહેંચણી કરતી વખતે પોતાને માટે અંગત ફાયદાની આશા રાખતો નથી તેમજ સમાજવાદી વેપારી પ્રથામાં વેપારીને અંગત નફા જેવું નહિ હોય; તેમ ખોટનો કદી ભય નહિ રહે.

પ્ર :—નવા દેશો જીતવાની કે મહાયુદ્ધો ખેલવાની મનુષ્યની આકાંક્ષાનો કેવળ લોપ થશે ?

ઉ :—અલબત્ત દેશો જીતીને, તેના ઉપર શાસન કરીને વિજેતા બનવાની આકાંક્ષા માણસે જતી કરવી પડશે, અને કાંતો તેનું રૂપાંતર કરવું પડશે. સમાજવાદ અને યુદ્ધ એ બન્ને સંગત વસ્તુઓ નથી. જ્યાં વેપાર દ્વારા પણ શોષણની મનાઈ હોય ત્યાં તલવાર ચલાવીને બીજા ઉપર આધિપત્ય જમાવવાની શક્યતા હોય જ નહિ. સાચો સમાજવાદ યુદ્ધને નામશેષ કરી નાખે છે એ આપણે યુદ્ધ વિષેના પ્રકરણમાં જોયું.

મનુષ્યનો સ્વભાવ પણ સનાતન વસ્તુ નથી. તે સ્થળ, કાળ અને બીજા સંજોગો અનુસાર ફરતો રહે છે. ક્ષાત્ર પુરૂષાર્થ યુદ્ધ દ્વારાજ વિકસે છે એમ તો હિટલર અને મુસોલીની જેવા સરમુખત્યારોજ કહી શકે. ખરી રીતે તો રણના લડવૈયા કરતાં શાંતિના લડવૈયામાં વધુ શક્તિ, ધીરજ, અને પુરુષાર્થ જોઈએ છે. અને જગતે પણ હંમેશાં શાંતિના લડવૈયાનું મૂલ્ય વધુ આંક્યું છે. નાદીર, તૈમૂર, સીકંદર કે નેપોલિયન કરતાં જેણે માણસને પ્રથમ ખેતી કરતાં શિખવાડયું એવા ૠષભદેવની, રેડીયમના શોધક મેડમ ક્યુરીની, સુએઝની નહેર બાંધનાર મોં. લેસેપ્સની અને એવા બીજા મહાન શોધકોની દુનિયાએ કિંમત સદાયે વધુ આંકી છે. સમાજવાદ રણના લડવૈયાને બદલે માનવોને શાંતિના લડવૈયા બનાવવા ચાહે છે.

પ્ર. : સમાજવાદમાં બધું એક સરખું તંત્ર હશે; ન તો તેમાં વિવિધતા કે વ્યક્તિત્વની છાપ હશે એ ખરૂં ?

ઉ. : સમાજવાદે લશ્કરી છાવણી જેવી યાંત્રિક સમાનતાની કદી હિમાયત નથી કરી. વિવિધતાને સમાજવાદ નિર્મૂળ નથી કરવા

માગતો; પણ કેટલીક વિવિધતા રોગ જેવી હોય છે, તો કેટલીક વિવિધતા ભૂષણરૂપ હોય છે. બાર ભૈયા અને તેર ચોકાની વિવિધતા એ રોગ છે. પણ ફૂલોમાં જે રંગ, રસ અને રૂપની વિવિધતા છે તે શોભા રૂપ છે. આપણને બધાને સૂર્યનો તાપ એક સરખો મળે છે, પવન સરખો મળે છે, બધાને બે હાથ, બે પગ એક મોઢું એમ સરખા અવયવો છે, પણ આ માટે કોઈએ સર્જકની ભૂલ નથી કાઢી. તો સમાજવાદમાં થોડી એકરૂપતા સ્થપાય તો તેથી વૈવિધ્યનો નાશ થશે એવું બૂમરાણ શા માટે ?

પ્ર : સમાજવાદ સ્થાપવામાં અત્યારના મિલ્કતદારોની મિલ્કત પડાવી લેવી પડશે કે ? મૂડીદારોને લૂંટયા સિવાય સમાજવાદ ન સ્થાપી શકાય ?

ઉ : ક્રાન્તિથી ભડકતા માનસનો આ પ્રશ્ન છે. સામ્યવાદીઓ અથવા માર્કસપંથી સમાજવાદી તરીકે પોતાને ઓળખાવનારા તો સીધોજ જવાબ આપશે કે મિલ્કતદારો એ ગરીબોના શોષણ ઉપરજ આ મિલ્કત જમે કરી છે, તેથી તે પડાવી લેવામાં ન્યાય છે. બીજાને મિલ્કતવિહીન બનાવીને મિલ્કતદાર થનારને મિલ્કતવિહીન બનાવવામાં તેમને કશો સંકોચ થતો નથી. મૂડીદારો સાથે કોઈ પણ જાતની સુલેહની કે મધ્યમ માર્ગની તેમની પાસે વાતજ નથી, પણ બર્નાડશો જેવા સમાજવાદીઓનો એક વર્ગ એવો છે કે જેને 'આવી લૂંટવાની કે પડાવી લેવાની' જરૂરત નથી લાગતી; પણ તેઓ કાયદો, બંધારણ અને લોક માનસની કેળવણી દ્વારા ક્રમિક સમાજવાદની હિમાયત કરે છે. આ વર્ગની માન્યતા એવી છે કે એકાએક ક્રાન્તિ દ્વારા સમાજવાદ સ્થાપવાનો અને મિલ્કતદારોને મિલ્કતહીન બનાવવાનો

પ્રયાસ થશે તો દેશમાં આંતરવિગ્રહ ઉભો થશે, અને તેની જે કિંમત ભરવી પડશે તે કદાચ ઘણી ભારે હશે.

પણ 'લૂટી લેવું અને પડાવી લેવું' 'એ શબ્દો જેટલા ભડકાવનારા છે, તેવું ખરેખર સમાજવાદમાં ભડકવા જેવું નથી. જેમ અત્યારની મૂડીવાદી સમાજરચનામાં કોઈ એકલ દોકલ સમાજવાદી તંત્ર કે ઉદ્યોગ ટકી શકતો નથી, તેમજ સમાજવાદી રચનામાં મૂડીદાર તંત્ર કે ઉદ્યોગનું આપોઆપ વિસર્જન થશે. મૂડીદારોની મિલકત ન પડાવી લ્યો તો પણ મિલ્કતનો તેમને કશો અર્થ નહિ રહે. સમાજવાદી સરકાર ચલણની એક નાની વ્યવસ્થા કરે એટલે મૂડીદારોની કરોડોની દોલત બજાર દ્રષ્ટિએ નકામી થઈ જાય. તેઓ લાખોની દોલત ભલે પાસે રાખે પણ તેના કોઈ પાશેર દાળિયા પણ આપવાની ના પાડે એ વસ્તુ ચલણની ગોઠવણથી થઈ શકે તેમ છે. 'આ તો તેમની પસેના દ્રવ્યની વાત થઈ પણ તેમની પાસે જમીન, જાગીર, કારખાનાઓ, આલેશાન મકાનો હોય તેમનું શું?' આ વસ્તુઓ પણ મૂડીવાદીઓને નકામી થઈ પડવાની છે, કદાચ ઉલ્ટી ભારરૂપ થઈ પડે. કેમકે જ્યાં બીજી જમીનો સહકારી ધોરણે ખેડાતી હોય, બીજા કારખાનાઓ સમાજવાદી ધોરણે ચાલતા હોય ત્યાં મૂડીદારો પાસે કારખાના હોય તો પણ ત્યાં કોણ કામ કરવા જાય? તેમની અંગત માલેકીની જમીન ઉપર કયો ખેડૂત ખેતી કરવા જાય? એટલે જો મૂડીદારો સ્વેચ્છાથી સમાજવાદી તંત્રમાં સામેલ ન થાય તો તેમની આસપાસ અસ્પૃશ્યતા અને બહિષ્કારની દિવાલો ઉભી થશે. તેમના કારખાનાઓ ખાલી પડયા રહેશે, જમીનો વણ ખેડાયેલી રહેશે, તેમના મકાનોમાં કોઈ ભાડે વસવા નહિ જાય, આમ તેમની મિલ્કત તેમને નિરૂપયોગી થઈ પડશે. રશિયામાં ક્રાન્તિ પછી ઝારના મહેલની લોકોએ હોસ્પીટલ ભલે બનાવી; પણ હિંદુસ્તાનમાં

તેમ કરવાની જરૂર નથી. થોડા બીરલા, બજાજ, તાતાના બંગલાઓ તે કુટુંબોની પાસે રહે તો તેથી સમાજવાદી દુનિયાનું ઉંધુ વળી જવાનું નથી. તેમ તે પડાવી લેવાથી સમાજવાદી દુનિયાને મોટો લાભ નથી થઈ જવાનો, કેમકે સમાજવાદી તંત્ર હેઠળ જે જંગી ઉત્પન્ન થશે, લોકોનું જીવન ધોરણ જે ઝપાટાથી વધશે તેમાં આ થોડા મહેલો કે બંગલાઓ ઉમેરાય તોય શું અને ન ઉમેરાયા તોય શું ? અત્યારે તો એક બાજુ અતિ કંગાલિયત છે એટલે જ તે લોકોને બીજાના બંગલા ખૂંચે છે. મુંબઈનો એક અતિ ધનાઢ્ય માણસે આ લેખકને એક વાર કહ્યું હતું કે શ્રીમંતોની અદેખાઈમાંથી સમાજવાદ જન્મેલો છે. સમાજવાદ વિષેના તેમના આ ઉપરછલ્લા મંતવ્યનો લેખકને તેમનીજ ભાષામાં જવાબ આપવો પડયો હતો કે 'આપ જે જીવન ધોરણમાં રહો છો, તેવુંજ જીવન ધોરણ સમાજવાદ સૌને આપવા માગે છે, કે જેથી કોઈ ને કોઈની અદેખાઈ કરવાપણું ન રહે; અને સમાજવાદમાં સંપત્તિનું સર્જન એટલા મોટા પાયા ઉપર થશે કે આ બંગલો અને બાગ જે આપ ભોગવી રહ્યા છો તે વસ્તુ સૌને માટે સહજ બનશે. કેમકે સમાજવાદી તંત્ર હેઠળ મજૂરો કે ખેડુતો પોતાની મજૂરી કે પેટીયાં માટે કામ કરનારા વસવાયાં નહિ હોય, પણ પોતે પોતાને માટે કામ કરનારા માલેકો હશે.'

પ્ર : ઔદ્યોગિક તકરારોનું શું થશે ? મજૂરોની હડતાલોનું નિરાકરણ કેવી રીતે થશે ?

ઉ : આ સવાલો પણ મુડીવાદી તંત્રના છે. સમાજવાદી રચનામાં ઔદ્યોગિક તકરારો કે હડતાલો માટે ઓછામાં ઓછો અવકાશ છે. કેમકે તેમાં માલેક અને મજૂરના વિરોધી હિતોનું ઘર્ષણ નથી.

કામદારોને પોતે પોતાને માટેજ કામના કલાકો, વેતન વગેરેના નિયમો ઘડવાના હોય છે. ત્યાં કોણ કોની સામે હડતાલ પાડે ?

પ્ર :–વૃદ્ધાવસ્થામાં માણસનો નિર્વાહ કેમ થશે ? કેળવણીનું શું ? અપંગ અનાથોનું શું થશે ?

ઉ :–આ પ્રશ્નોનો ઉકેલ તો મૂડીવાદી તંત્રમાં પણ યથાશક્તિ કરવામાં આવ્યો છે. વૃદ્ધાવસ્થા પેન્શન, અપંગગૃહો વગેરે દ્વારા આ વસ્તુનો ઉકેલ થોડો ઘણો કરવામાં આવ્યો છે, પણ સમાજવાદમાં આ વસ્તુની બધી જવાબદારી સરકાર ઉપર રહેલી છે. દાન કે સખાવત તરીકે નહિ પણ હક્ક તરીકે વૃદ્ધોને માનભર્યો નિભાવ, અપંગોને સન્માનભર્યો આશ્રય અને બાળકથી જુવાન સુધીનાને સ્વાશ્રયી કેળવણી એ વસ્તુ રાખવાની સમાજવાદી સરકારની ફરજ ગણાશે. આટલું ન થાય તો પુનઃ સમાજને અંધેર અને અરણ્યના ઉજ્જડ માર્ગે જવું પડે.

પ્ર :–સમાજવાદ ખાનગી મિલ્કતનો નાશ કરવા માગે છે એટલે કોઈ માણસ ઘર પણ ન રાખી શકે ? કે ખાનગી મિલ્કતની કોઈ મર્યાદા છે ?

ઉ :–ખાનગી મિલ્કતના પ્રશ્ન વિષે ઘણીવાર ગેરસમજુતિ થવા પામી છે. સમાજવાદ ખાનગી મિલ્કત કે અંગત માલેકીનો નાશ કરવા જરૂર ઇચ્છે છે, પણ તેનો અર્થ એવો નથી થતો કે કોઈ માણસ પોતાની અંગત વપરાશની વસ્તુઓ ઉપર માલેકી ન ધરાવી શકે. સમાજવાદી રચનામાં પણ માણસ ઘર, ઘરને ફરતો બગીચો, મોટર, રેડિયો, ઘેર ઢોર, ઠામવાસણ, વસ્ત્રો એવી અંગત વપરાશ અને જરૂરિયાતની ચીજો અવશ્ય રાખી શકશે. પણ જેની સાથે સમાજને સંબંધ છે એવી વસ્તુ ઉપર અંગત માલેકી નહિ રાખી શકે. એક કારખાનું રાખીને તેમાં મજૂરોની મહેનત

ઉપરથી નફો મેળવી શકે, અથવા તો જમીન ઉપર માણસો ભાડે રાખીને તેમના શ્રમમાંથી ઉત્પન્ન થતી સંપત્તિનો પોતે માલેક બની જાય એ વસ્તુ નહિ બને. માણસ પોતે શેઠ અને બીજા નોકર, પોતે માલેક અને બીજા મજૂર, પોતે સ્વામી અને બીજા સેવક એવી પરિસ્થિતિ ઉભી કરનારી કોઈ મિલ્કત ઉપર કોઈ પણ માણસ સમાજવાદમાં અંગત માલેકી ધરાવી શકશે નહિ. જેમ લોકશાહીમાં એક માણસ બીજા માણસો કરતાં વધુ રાજકિય હક્કો કે સત્તા ધરાવી શકતો નથી; તેવીજ રીતે ધનના ક્ષેત્રમાં એક માણસ બીજા માણસ ઉપર સત્તા ધરાવી શકે તેટલા પ્રમાણમાં ધન કે સંપત્તિ કોઈ ધરાવી શકશે નહિ.

## પ્રકરણ વીસમું

### સમાજવાદી નવરચના અને સર્વોદય

**સ**માજવાદ વિષે આટલા પ્રકરણો વાંચ્યા પછી સંભવ છે કે કેટલાકને કદાચ આ વસ્તુ કોઈ સ્વપ્નાના મહેલ સમી લાગે, કલ્પનાના મહા આડંબર સમી લાગે. દુઃખ, દારિદ્ર અને સંતાપના ત્રિવિધ તાપમાં શેકાતા માનવસમાજને સદાય કોઈ ભાવિ સુખ રાજ્યની કલ્પના રહી છે; પણ એ કલ્પનાની સિદ્ધિ આટલી વ્યવહારૂ રીતે શક્ય બની શકે છે એમ તેઓ માની શકતા નથી. તેથી વર્તમાનને ફેરવવાનો તેમનો પુરુષાર્થ શ્રદ્ધાહીન અને પાંગળો હોય છે.

જ્યારે બીજી બાજુ એક અતિઉત્સાહી આદર્શઘેલો અને તીવ્રવેગી વર્ગ છે કે જેને આ વસ્તુ જોઈએ છે, સત્વર જોઇએ છે; પણ આ વસ્તુ સિદ્ધ કરવા માટે સામુદાયિક ધીરજભર્યા પ્રયાસ સિવાય બીજો સહેલો સુતરો રાજમાર્ગ નથી. જો એવો કોઈ સહેલો અને સુતરો રાજમાર્ગ હોત તો દ્રષ્ટાઓ અને વિચારકોએ વ્યાસ મુનિની માફક છાપરે ચડીને પોકાર્યો હોત. પણ રસ્તો કપરો હોય કે મુશ્કેલીભર્યો હોય પણ તે સિદ્ધ કર્યે જ છૂટકો એવી શ્રદ્ધા રાખીને જહેમત ઉઠાવનાર માટે કશું અશક્ય નથી. જગત કલ્યાણની મહાન ઉથલપાથલો આવા શ્રદ્ધાશીલ પુરુષાર્થીઓ જ કરી શક્યા છે; જેમને આવતી કાલ માટેની આશા નથી. જેમને પોતાના

પુરૂષાર્થમાં શ્રદ્ધા નથી, જેમને નાગાધિરાજ હિમાલયના પાવનકારી પ્રવાસે નીકળવાની જહેમત ઉઠાવવી નથી, તેમને માટે કશું શક્ય નથી. પરંતુ અંધારી રાત વચ્ચે પણ જેમનો આશાનો દિવડો સદાય ટગમગે છે, તેઓ માર્ગના સર્વ વિઘ્નો વટાવીને મંગળ ધ્યેયને પ્રાપ્ત કરે છે, અને બહુજનહિત નહિ પણ સર્વોદયના આખરી નિશાનને સર કરે છે.

સમાજવાદનો હેતુ કોઈ એક વ્યક્તિનું, કોઈ એક સમાજનું, કોઈ એક વર્ગ કે રાષ્ટ્રનું હિત સાધવાનો નથી, પણ જન સમસ્તનું હિત સાધવાનો છે. અત્યારના શોષિત અને શોષક બન્નેનું હિત સાધનારી આ સમાજ વ્યવસ્થા છે. વ્યક્તિના સુખનો સમાજના સુખની સાથે, સમાજના સુખનો રાષ્ટ્રના સુખની સાથે, અને રાષ્ટ્રના સુખનો દુનિયાના સુખ સાથે મેળ સાધીને જ સાચો સમાજવાદ શક્ય બનશે. લોકોમાં ઘણી વાર એવી ભ્રામક માન્યતા હોય છે કે એકનું સુખ સાધતાં બીજાને દુઃખ થાય જ, અથવા તો સર્વને સુખકારી–સર્વોદયને સાધનારી સમાજવ્યવસ્થા અસંભવ છે. પણ નદીના પ્રવાહને જેણે જોયો છે, તે જાણે છે કે નદી એક ગામને સંતોષ આપે છે, તેથી બીજા કાંઠાના ગામોને સંતોષ આપતી અટકતી નથી. નદીના પ્રવાહની માફક સુખનું અને પ્રેમનું પણ સાતત્ય અને સુમેળ સંભવી શકે છે. અનેકના સુખનો જરા પણ ભંગ કર્યા સિવાય એકનું સુખ સાધી શકાય છે અને એકના સુખને અવિરોધી પણે અનેકનું–સર્વનું સુખ પણ સાધી શકાય છે.

કવિવર ટાગોરની વિશ્વભારતીના વિદ્વાન અધ્યાપક બાબુ ક્ષિતિમોહન સેને એક વખત આ વસ્તુને એક અતિ સાદા દ્રષ્ટાંતથી સુંદર રીતે સમજાવી હતી. તેમણે કહ્યું હતું કે એક નાની સોળ વરસની શાસ્ત્રથી અનભિજ્ઞ એવી બાલિકા પોતાના જીવનમાં સર્વ પ્રત્યેના પ્રેમનું સાતત્ય સાચવી શકે છે. નાની હોય છે, ત્યારે માતા પિતા પ્રત્યે

તેનો પ્રેમ હોય છે, પરણીને પતિગૃહે જાય છે, પતિને ચહાય છે છતાં માતા પિતા પ્રત્યેનો તેનો પ્રેમ એટલો ને એટલો જ સચવાય છે, જ્યારે તેને સંતતિ થાય છે, ત્યારે તે સંતતિને ચાહે છે, છતાં તેના પતિ પ્રત્યેનો કે માતપિતા પ્રત્યેના પ્રેમમાં ન્યુનાધિકતા આવતી નથી. આમ તેના જીવન વિકાસ સાથે તેનો પ્રેમવિકાસ પણ થતો જાય છે, માનવ જીવન વિષે પણ આજ વસ્તુ સાચી છે કે કોઈનું યે હિત બગાડયા સિવાય સૌનું હિત સાધી શકાય છે. સર્વોદયના આ અંતિમ માર્ગે લઈ જનારો ધોરી રસ્તો એ સમાજવાદ છે. પણ સમાજવાદમાં માનવ કલ્યાણની આખરી મિતિ આવી ગઈ એવો દાવો નથી કરવામાં આવતો. સમાજવાદ જે ભુમિકા તૈયાર કરે છે, તેના ઉપર ધર્માચરણ અને ઉચ્ચ ગુણોનું અનુશીલ ન થાય તો સર્વોદયની ઈમારત ચણાતી નથી. એટલે સમાજવાદ એ નવા જગતનો અંતિમ આદર્શ નથી પણ નવા જગતની માત્ર શરૂઆત છે. મનાવ જીવન કે દુનિયાના અંતિમ વિકાસની ભૂમિ તો કોણ જોઈ શકે છે? અને આજે જેની કલ્પના દ્વારા ઝાંખી થાય છે, એ વસ્તુને પણ પ્રગતિના આખરી આદર્શ તરીકે નહિ પણ તેના એક વચલા તબક્કા તરીકે માની લેવી એ જ ઇષ્ટ છે.

સૃષ્ટિના ઉત્પત્તિ કાળની એક પૌરાણિક કથા એવી છે કે આદમ અને ઇવ એકલા હતા ત્યારે ઇવે સેતાનની લાલચને વશ થઈને ઈડનના બાગનું ફળ ખાધું. આ વસ્તુને બાઈબલમાં ( Original sin ) આદિ પાપ તરીકે ઓળખવામાં આવે છે, અને ત્યારથી માનવજાતના દુ:ખની શરૂઆત થઈ એમ કથા દર્શાવે છે. આદિપાપની આ કલ્પના સાચી હો યા ન હો પણ ખરી રીતે તો જે દિવસે માણસ માણસની ખાંધે ચડીને ખાતા શિખ્યાં, અથવા તો બીજાના પરિશ્રમનું ફળ વગર મહેનતે ખાતા શિખ્યો તે દિવસથી જ દુનિયાના આદિપાપની શરૂઆત થઈ કહેવાય અને આદિપાપની આ પરંપરાએ જગતમાં

અનેક સંતાપો અને કષ્ટોની લ્હાણી કરી છે, અને હવે આ આદિ-પાપને જડમૂળથી નામશેષ કરવું એમાં જ જગતના સુખનો પાયો છે. સમાજવાદ આ આદિપાપના નાશની જડીબુટ્ટી છે.

આ વસ્તુને જેઓ કલ્પના માને છે, તેમને માટે કદાચ આ વસ્તુ કલ્પના જ રહેશે. જેમને આશા નથી, શ્રદ્ધા નથી અને આવતી કાલને પણ આજની જ પુનરાવૃત્તિ બનાવવા માગે છે તેમને માટે કદાચ આ નવરચના અશક્ય બને; પણ જે જીવનયાત્રીઓ સૂર્યોદયના ઉજ્જવળ પ્રકાશની ઝંખના કરતાં કરતાં આશાનો દિવડો પ્રગટાવીને અંધારી રાત કાપે છે, તેમને જ પ્રભાતના વધામણાં સંભળાય છે કે,

**‘ઉઠ જાગ મુસાફીર, ભોરભયો, રવિ થાળમેં કેસર લાયો હૈ’**

## આ વિષય ઉપર કેટલાક ઉપયોગી પુસ્તકોની સૂચી

1 Theory and practice of Socialism,
by John Strachy

2 Socialism, scientific and utopian
by Fredrick Engeles

3 Peace or property, by Charles Brailsford

4 Why socialism ? by Jaiprakash Narayan

5 Moscow has a plan, by M. Illin

6 What is socialism ?

7 What then shall we do ? by Leo Tolstoy

8 Conquest of bread, by Kropotkin

9 આચાર્ય કૃપાલાનીના લેખો.

10 કાકા કાલેલકરના લેખો ભા. ૧. ૨.

11 Unto this last, by Ruskin.

12 History of the Russian Revolution, by Trotsky.

13 Socialism, by Sidney webb.

14 ગાંધી વિચાર દોહન, કિશોરલાલ મશરૂવાળા.

15 Intelligent woman's guide to Socialism by Bernard shaw.

'IN SOCIALISM LIES OUR SALVATION.'

Pandit Javaharlal Nehru

'Outside of socialism there is no salvation for mankind from war, hunger and the further destruction of millions and millions of human beings.'

Lenin

  

'તમે કહો છો કે શ્રીમંતની મિલ્કત લૂંટવાનો ગરીબોને કોઈ હક નથી; પણ હું કહું છું કે ગરીબોની મિલ્કત લૂંટવાનો શ્રીમંતોને પણ કોઈ હક નથી.'

[illegible]

  

જ્યાં દુઃખ નથી, જ્યાં ભૂખ નથી, જ્યાં ગરીબાઈ નથી, જ્યાં બેકારી નથી, જ્યાં શોષણ નથી, જ્યાં શ્રીમંતોની તાગડધીના નથી, જ્યાં દ્વેષપૂર્ણ હરિફાઈ નથી, જ્યાં ગંદા અને ગલીચ ખોલકાં નથી, જ્યાં દૂધ વિના ટળવળતાં બાળકો નથી, જ્યાં કરોડોનો નિરર્થક સંહાર નથી, જ્યાં ભૂખથી પીડાતી વિધવા માતાના ઊનાં અશ્રુઓ નથી એવું માનવ જગત સરજવાનો સમાજવાદનો ઉદ્દેશ છે. આ નવ ।। વ્યક્તિગત નહિ પણ સામુદાયિક પુરુષાર્થનું શાસ્ત્ર તે સ:

[illegible]